છે કે દરેક માણસની નફીનો તપાસ કરી આપે એવા હોય તેની પાસેથી લેવુ વળી કેટલાકનું ધારવુ એવુ હોયછે કે જે ખેતરનુ વસૂલ, ખેતરખેડતનાનામે ઉપર છેતો પણ થોડુ દાડે ભરેછે તેની પાસેથી વસૂલ લેવુ અને બા કીનાનુ બધ રાખવુ પણ સૌથી સરસ અને ફાયદા કારક રસ્તો એ છે કે દેશના જુદા જુદા ભાગમા સરેરાશ જોતા જ્યા પૂરતુ ન પાક્યુ હોય તે આખા ભાગનુ વસૂલ મેનતવી રાખવુ. તેમા કેટલાક આપે એવા અને કેટ લાક જેને પાક્યુ હશે તેના વખતે રહી જશે પણ તેવા માણસો ખોજ લોકોને મદદ કરી શકશે અને એકંદર મેહેલવાઇ પડશે એમ સમ જી આ ધોરણ પ્રમાણે અમલ કરવામા આવે તો ઘણી મુશ્કેલી ઓછી થવા સભવ છે

અમે પ્રથમ સૂચવ્યુ હતુ તેવી રીતે આ કમીશનના માયાળુ પ્રમૂખ, મેહેસૂલ વધારેછે કે શી રીતે, વિગેરે મેહેસૂલ સબધી જરૂરીયાતે બાબતો ઉપર તપાસ કરવા ચૂક્યા નથી, આ સબધે તેમનો ઘણો આભાર માનવો ઘટેછે આ તપાસમા ઘણી મુદ્દાની બાબતો નીકળી આવી છે અને તે સબધે સરકારને પુખ્ત વિ ચાર કરવાની જરૂર છે આ બાબત ઘણી મુદ્દાની છે અને તે સંબધે અમે આગળ ઉપર વિવેચન કરીશુ

---

## સ્ત્રીઓ માટે ખાસ

"ભાભી, આજ નહીં છોડુ ગમે એટ લા દોડો અને ગમે તે કરો પણ આજ આખ પુર્યા વગર નહીં રેહુ" એમ બોલતી બોલતી ચચળ, સુમન ભાભી પાછળ દોડતી હતી બ ન્નેને આખે શરીરે ગુલાલ ઉડ્યો હતો લુગડા ઉપર, મ્હો ઉપર, ચોટલામા એમ બધે બન્ને જણ ગુલાલ ગુલાન થઈ રહ્યા હતા. પણ ચ- ચળનો વિચાર ભાભીની આંખમા ગુલાલ ના ખવાનો હતો અને તેટલા વાસ્તે આગળ ભાભી અને પાછળ નણદ એમ આખા ચોકમા અને આસપાસની ઓરડીમા દોડાદોડ થઇ રહી હતી ચચળનો નાનો ભાઇ પણ એક હાથમા ગુલા લની મુઠી ભરી તેમા સામેલ થઇ ગયો

"વાહ બ્હેન, આજે તો આવુ તોફાન હોય નહીં હજી હોળી તો આવે તે દહાડે આખ માં ગુલાલ નાખી ગોઠ માગતા હોતો કાંઇ લે ખે ખરૂં આજ શુ નકામુ તોફાન ?" સુમન ભાભીએ દોડતે દોડતે જ્વાબ દીધો.

"એતો હોળીનુ તોફાન વસત પચમીથીજ ચાલે અને નહીં ચાલતુ હોય તો, એ અમારે ચલાવવુ છે તેવુ તમે શુ કરશો ? ગુણુભાઇ, એકી પાસથી ભાભીની સામો આવ બા, દોડતા દોડતા આવો એટલે નાખી દેજે એમની આખમા" એમ કહી વળી ચચળ ભાભીને પક ડવા દોડી

"હવે રેહેવા દોને બેન, હાંફી ગઇ થઇ મને તો થાક લાગ્યો વળી પાછુ નીહાવુ પડશે જમવા વખત થશે અને હમણા રસ ના આવશે તમે કહેશો તેવી ગોઠ આપીશ, પછી કંઇ" એમ બોલીને સુમન કાં ઇક ધીમી પડી

"ત્યારે આખમા નાખવા દો ગુલાલ" એમ કહેતામા ચચળે ભાભીને પકડી પાડી "આખો દુખવા આવે અને વળી સાંજે પેલા મેળાવડામા જવુ છે, તેમા જવાય નહીં છેક નાના છોકરાં જેવી જક શુ કરતા હશો વારૂ" આખો મીચી દઈ મ્હો આડુ ફેરવી સુમન બોલી "એમ સુવાળી સુકના ખરાકની કે એક દહાડામા એમની આખ દુખવા આવે ગુણુભાઇ, આઘો આવ ભાઇ, અને હુ ભાભીનું મ્હોડુ ફેરવુ એટલે ગુલાલ નાખજે એમના મ્હો ઉપર" ચચળે તેમ કર્યું અને ગુણુભા ઇએ ગુલાલ નાખ્યો પણ તે પુરૂ સુમનના મ્હો સુધી પહોચ્યો પણ નહીં અને તેની આખો પણ મીચેલી હતી

"હશે હવે થયુ હવે તમને જપ વળ્યો, ચચળ બ્હેન ચાલો હવે રેહેવા દો." સ્નાનગૌરી

આંખ ફિચાડી ભાભી સામું જોયું.

"મારે નાંખવાનું બાકી તો" એમ કહી ચંચળ જેવો હાથ ઉંચો કરવા જાયછે તેવીજ સુમતે આંખો મીંચી દીધી અને ચંચળની કોટે બાઝી પડી.

"હવે તો નક્કી નાંખીશ. વળી લુચ્ચાઈ કરોછો ?" એમ બોલી ચંચળ ભાભી પાસેથી છૂટવા માથાકૂટ કરવા લાગી.

"જુવો સાંભળો એક વાત કહું" એમ કહી ધીરે રહી કાનમાં કહ્યું કે "તમને મન ગમતો વર આણી આપીશ." વળી મોટેથી કહ્યું કે "લ્યો હવે થયું. હવે તમને મન ગમતું થયું." કરી સુમતે ચંચળને છોડી અને કાંઈક હસી.

"ચાલ ચાલ વળી તેમાં તું શું કરવાતી છે. એમ કરી છુટી જવું છે." ચંચળ ફરી ભાભીનું મ્હોં પકડવા લાગી.

"જુવો જુવો બ્હેન, બારણે સસરાજી બોલ્યા, ચાલો આપણે હવે નાહી લઇએ." અને થયું પણ તેમજ એટલે બન્ને ન્હાવા ગયાં. જતે જતે ચંચળ બોલી કે "ભાભી આજ તો બચી ગયાંછો પણ હવે ફરીથી નહીં છોડું"

"તે આજ કાંઈ અમથી જવા દીધીછે. કેવું મ્હોટું કામ કરી આપવાનું કહ્યું છે?"

"થયું હવે પહોંચ્યું. રહેવા દે એટલેથીજ" ધીમે રહી ચંચળે ભાભીને એક ટપલી મારી.

નણંદ ભોજાઇ નાહી રહ્યાં એટલે જમવા વખત થઇ અને પેહેલાં પુરૂષ વર્ગ અને પછી નણંદ ભોજાઇ એમ સૌ જમ્યાં, જમતે જમતે સાંજના મેળાવડાની વાત નીકળી. આ મેળાવડો દર વસંતપંચમીએ નગર શેઠને ત્યાં ભરાતો હતો. અને તે વખતે ન્યાતના તમામ ગ્રહસ્થોને અને બીજા પણ સારા ગ્રહસ્થોને શેઠ બોલાવતા હતા. તે વખતે ગામમાં ભણેલા અને ભણતા છોકરાઓ પાસે જુદા જુદા વિષયો ઉપર ભાષણ કરાવવાની અને તેમને ઇનામ આપવાની ગોઠવણ પણ શેઠે કરી હતી. આવી રીતે વર્ષમાં એકવાર બધા એકઠા મળી કાંઇક હળી મળી ખુશી થવું શેઠને બહુ ગમતું હતું. આ ઉત્સવમાં સ્ત્રી વર્ગ પણ રહી ન જાય વાસ્તે તેમને સારૂ ખાસ ગોઠવણ કરી હતી. અને સ્ત્રી વર્ગ પણ દર વખતે સારો જામતો હતો. આજ પણ તે પ્રમાણેજ ગોઠવણ હતી. અને પાંચ વાગતાના સુમારમાં લોકો મેળાવડામાં જવા લાગ્યા. આ મેળાવડામાં કેટલીક સ્ત્રીઓ આવતી અને કેટલેક ઠેકાણે પુરૂષો સ્ત્રીઓને આવવા દેતા નહોતા. સ્ત્રીઓ ભાષણમાં જાય તે લોક લાજ છોડી કહેવાય અને એતો વહી ગયેલા સુધારાવાળાનેજ ફાવે એમ તેમનો વિચાર હતો. ચંચળના ઘરમાં એવો કોઇનો વિચાર હતો નહીં, તેથી અહીંથી તો આખું કુટુમ્બ ગયું. છએક વાગતાના સુમારમાં આવવાના હતા તે આવી રહ્યા, અને ભાષણ વિગેરે શરૂ થયાં. ભાષણના વિષય તો ચાલતા જમાનાને યોગ્ય, બાળલગ્ન, સ્ત્રી શીક્ષણ, દેશોન્નતિ, રૂઢી પ્રચાર, વિગેરે હમેશ ચર્ચાતા આવેલા તૈયારજ હતા. કોલેજમાં જતા વિદ્યાર્થીઓનાં મગજમાં ભરાઈ પેઠેલાં આ વિચારરૂપી ભૂત ધૂણવા માંડ્યાં: નાની મોટી ચોપડીઓમાંથી જુદા જુદા કવિઓના અને મહાપુરૂષોના વિચાર ટાંકીને, સારા શબ્દોમાં ગોઠવીને, આ પ્રસંગને વાસ્તે પ્રથમથી તૈયાર કરેલાં બાર બાર ગજનાં ભાષણો, બધા બોલનારા પોપટની માફક બોલી ગયા. વળી કોઇ કે અંદર બેસતા આવે એવા હાથ પગના ચાળા અને મ્હોના ફેરફાર પણ ઉમેર્યાં. દરેક ભાષણ કરનારને તાળીઓનો પ્રસાદ મળતો હતો. અને વળી મોટી મંડળીમાં કહેવાતું કે "ના છોકરો સારો છે," "હુશીયાર છે," "કદાપી ચોપડીમાંથી બોલ્યો હશે પણ આટલું બધું મ્હોડે રહેવું એ કાંઇ નાની સુની વાત છે." આવાં સર્ટિફિકેટો મળતાં પણ ભાષણના વિષયને વાસ્તે

પાઓમાં જોવાં જોઈએ તેવાં ઉત્તમ પુસ્તકો નથી એમ કહી સંસ્કૃત વીગેરે અન્ય ભાષાઓના સાથમાંથી તેને છુટી પાડવામાં આવી હતી. ગતાયુઃવિદ્દ્‌વર્ય માહાદેવ ગોવીંદ રાનાડે અને કેટલાક ગુર્જર જનોએ સતત પ્રયાસ કરી આ ભાષાઓની યોગ્યતા સિદ્ધ કરી આપી અને આખરે હઠીલી સેનેટે પણ તે યોગ્યતા સ્વીકારી. કેળવણી ખાતાના પ્રમુખ મી. જાઇલ્સ સાહેબે દેશી ભાષાઓ દાખલ કરવાની જરૂરીયાત બતાવી આ મતને ટેકો આપતાં દેશી ભાષાઓની વૃદ્ધિ કરવામાં ઉપયોગી સેવા બજાવી છે અને તેને વાસ્તે તેમને ધન્યવાદ ઘટે છે. પ્રસ્ત સેનેટનો ઠરાવ વાંચી માત્ર વિચિત્ર એટલુંજ લાગે છે કે જે ભાષાઓ એમ. એ. ની પરિક્ષા વાસ્તે યોગ્ય ગણાઇ, તેજ ભાષાઓ બી. એ. અને ત્યાર પેહેલાંની પરિક્ષા વાસ્તે અયોગ્ય ગણાય છે. આ પરિક્ષામાં યોગ્ય પુસ્તકો તેમાં નથી એમ ધરાય છે. સાધારણ રીતેતો એમ મનાય કે જે ભાષાઓમાં એમ. એ. ને યોગ્ય સારા પુસ્તકો હશે તેમાં તેનાથી સેહેલાં બી એ. વીગેરેને વાસ્તે પણ હોવાંજ અસ્તુ. એક વખત ભાષા યોગ્ય ગણાઇ છે તો આ બાબતને વધારે વાર નહી લાગે એમ આશા રખાય છે. દીલગીરી માત્ર એટલીજ છે કે શ્રીયુત રાનાડે આ એમની આખી જીંદગીના પ્રયાસનું ફળ જોવા તે નથી.

* * * *

બંગાળામાં કાસીપુર નામના ગામમાં આજ પંદર વરસથી બાબુ હેમચન્દ્ર મીત્રે એક શાળા જેવું ખાતું સ્થાપ્યું છે. ત્યાં આગળ તેમણે એક ખેતરમાં ફળ ફૂલ અને ખેતીના ધાન્ય શી રીતે ધાન્ય શી રીતે વધારે સારી રીતે ઉગી શકે તે દેખાડવા માંડયું છે. ત્યાં તેઓ ખેતી અને બાગાયત શી રીતે સારાં થાય છે તે વિદ્યાર્થીઓને શીખવે છે અને તે અર્થે રહેતા વિદ્યાર્થીઓને તે ખરચથી ખાવાપીવાનું પુરૂં પાડે છે અને મકાનની પણ સગવડ કરી આપે છે. થોડા થોડા વખત પછી સંથલ પરગણામાં પણ તેમણે બીજાં બે ખેતરોમાં ફળ ફૂલ કરવા માંડયાં, ઔષધિના કામમાં આવતી વિગેરે જુદી જુદી જાતની વનસ્પતિ પણ તેઓ ઉછેરે છે. આવા તેમના સ્તુત્ય પ્રયાસથી સરકાર તરફથી તેમને વારંવાર મદદ મળે છે. આ તેમનો દાખલો જોઇ આસપાસના લોકો પણ ફળ ફૂલ ઉછેરતાં શીખ્યા છે અને સારી ખેતી કરવાના ફાયદા તેમને માલમ પડવા માંડયા છે. દેશની હાલની સ્થીતી તરફ લક્ષ કરતાં આ ફાયદો નાનો સુનો નથી. આપણા પ્રાંતમાં કોઇ ધનવાન માણસ આ બાબતમાં ઉત્સાહ પૂર્વક પ્રયાસ કરે તો કેટલો ફાયદો થાય એ કહેવું પડે એમ નથી. ખેતી સુધારવા ઉપર સર્વનું ધ્યાન છે અને તેમાંજ દેશની ઉન્નતિ છે. વળી આ પ્રાંતની ફળ દ્રૂપ જમીનમાં તો બાગાયત ખેતીથી વધારે ફાયદો થવા સંભવ છે.

* * * *

'નબળા ઢોરોને બગાઇઓ ઘણી' તેની માફક આજ કાલ બિચારા હિંદુસ્તાનને કેણી બાજુથી ભય આવી પડશે તે કહેવાતુંજ નથી. કોઇને શંકા પણ ન થાય ત્યાંથી ભયની વાત આવી પડે છે. શીકારી લોકો પક્ષી મારે તેમાં કોઇને હિંસા શીવાય બીજું નુકશાન દેખાતું નહોતું. પણ હાલમાં એમ જણાય છે કે કેટલાંક સુંદર પીછાંવાળાં પક્ષિ ખેતરમાંનાં જીવડાં ખાઇ જીવે છે અને તેમનો શીકાર થવાથી જીવડા જીવાતાં રહે છે અને ખેતરનો પાક બગડે છે. આ ભય પ્રથમ ઉત્પન્ન થયો હતો અને તેથી તેવાં પક્ષીને ન મારવા સંબંધી સરકારે ૧૮૮૭ ની સાલમાં કાયદો પણ પસાર કર્યો છે. (૮૭નો ૨૦ મો) પણ આ કાયદો બહુ થોડા પ્રદેશમાં લાગુ પડે છે. આવા પક્ષીઓ પીછાં સુશોભિત શણગારમાં વાપરવામાં આવે છે અને તેથી તેવાં પીછાં યુરોપ ખાતે અહીંથી ચડે છે. આવા પક્ષીઓનો શિકાર થતો અ-

ટકાવવા થોડા વખત ઉપર ઉપર કહેલો કાયદો આપ્યો હિંદુસ્તાનમા અમનમા લાવવા હીલચાલ કરવામા આવી હતી પણ પ્રાંતિક સરકારની આળસથી એ વાત ઉડી ગઈ હાલમા એ દુ:ખ તાજુ થયુ છે વાસ્તે એનો ઉપાય પણ થવો જોઇએ તેથી આ કાયદા ઉપર વધારે લક્ષ અપાવુ જોઇએ વળી તેનીજ સાથે આવા પીછા નો બહાર જતા માલ ઉપર ભારે જકાત નખાય તો બમણો ફાયદો થાય ધીરે ધીરે આ પક્ષિ નો નાશ થતો અટકે અને જે માણસો આવા પીછા પેહેરવા બ, શોખ કરતા હોય તે સરકાર ના ઉત્પન્નમા મદદ કરનાર થઈ પડે

* *

લંડનમા ગઈ તા ૧૫મી જાનેવારીએ "રોયલ સ્ટેટીસ્ટીકલ સોસાઈટી" (આકડાનો હીસાબ રાખનારી મંડળી) આગળ એક ગેફ્રી ડેનવર્સ નામના ગ્રહસ્થે હીંદુસ્તાન સબંધે ભાષણ આપ્યુ હતુ તેમા વેપાર ઉત્પન્ન અને ખરચ વિગેરેના આકડા બતાવી એમણે સિદ્ધ કર્યું કે આખી દુનીયામા હીંદુસ્તાન સૌથી ઓછો કર ભરેછે દરેક વસ્તુનો સદ્ ઉપયોગ અને દુર ઉપયોગ થઇ શકે છે એતો સિદ્ધજ છે પણ આપણ આંકડાને એકજ વસ્તુમાથી બીજો ખોટો અર્થ નીકળી શકેતો કાઢવો એનો આ એક દાખલો મળી આવેછે પોતે લંડનમા રહ્યા એટલે અહીંના લોકોની સ્થિતિ ન જોઇ શકે પણ હિંદુસ્તાનની ગરીબાઈની વાસ્તે અપાતા આટલા બધા ભાષણોમાથી કોઇપણ ઉપર જોને જર કરી હોય તો ખરી સ્થીતી સ્હેજ નજર આગળ આવી જાય અથવા આમ્કજ અકલ મીલાવી સમજે તોપણ જણાય દસ રૂપીયા કમાઇ તેમાથી અઢી રૂપીયા કર આપે તોપણ પચીસ ટકા ગણાય અને હજાર કમાઇ અઢીસે રૂપીયા આપે તોપણ તેજ ટકા આવે માત્ર ફેર એટલોજ કે જે દેશમા પેહેલી રીત પ્રમાણે કર અપાતો હોય ત્યા લોક ભીખ માગત હોય અને બીજી રીતે આવતું હોય ત્યા આગળ મોજ કરતા હોય એતો અકલ છે જેમ ૫૦ પરીએ તેમ વપરાય

* * *

આસ્ટ્રેલીયામા એક શહેરમા બુટા સીંહ નામનો પહેલવાન ઉપર એક બીજા માણસને મારવા બદલ આરોપ મૂકવામા આવ્યો હતો તપાસ કરતા જણાયુ કે જેણે એ આરોપ મુકેલો હતો તે માણસ અને પહેલવાન બન્ને પરદેશ ખાતે હાંડી મજુરો ચલાવવાનો ધંધો કરતા હતા પેલા માણસે આને ધંધા કરવા ના પાડી અને તેની પાસેનો આ ધંધો કરવાને વાસ્તે મળેલો પાસ લેવા માગ્યો બુટાસીંગે તે આપ્યો પેલો માણસ તે લઇ નાશી જતો હતો તેને આ બુટાસીંગે અટકાવ્યો તે ઉપરથી તેણે ફરીયાદ કરી, ફરીયાદ ચાલતા મેજીસ્ટ્રેટે પ્રથમથીજ ખુલ્લી કોરટમા બુટાસીંગને જુઠો કહ્યો અને પેલા માણસની પક્ષદારી બતાવી બુટાસીંગના વકીલે તે બાબત તકરાર કરી તે છૂટી પડી અને આખરે બુટાસીંગની સારી ચાલ વાસ્તે પચાસ પાઉન્ડના જામીન લીધા સો પાઉન્ડની ચીઠી લખાવી લીધી અને પાચ પાઉન્ડ મારામારી કર્યા બદલ દંડ લીધો માજીસ્ટ્રેટની વર્તણુંક અને હીંદુસ્તાનના લોકો ઉપર થયેલા અન્યાયની બાબત આસ્ટ્રેલીયામા કોણ જુવે તેમ છે ચેમ્બરલેન સાહેબ નાટાલમા હીંદુસ્તાનના રહેવાશીઓને શુ થાયછે તે નથી જોતા તો ત્યા કોણ જોવાનુ છે

* * *

અમેરીકામા ટેકસીસ નામના પ્રાંતના બોમોન્ટ નામના ગામમા અચાનક એક ગાસલેટ તેલનો કુવો નીકળી આવ્યો છે તેના મ્હોમાથી હરરોજ એક ઝરો છૂટેછે અને તે ધોધ ૨૦૦ ફીટ ઉંચો ઉડેછે અને તેનો ઘેરાવ પણ લગભગ ૨૦૦ ફીટ જેટલો છે તેમાથી એક દહાડાનું લગભગ ૨૫૦૦૦ પીપ ભરાય એટલુ તેલ નીકળેછે ચારેપાસથી લોકો ત્યા વેપાર કરવા ઉપડયા છે પણ હજી સુધી બધુ તેલ બરાબર

કાગળો કઢાવતા. વાંચતા વંચાવતા અને ગર્વરાયને સમજાવતા. વચમાં પોતાને સરકારમાં કેમ લઢવું પડયું હતું, જમીન, તથા ગામો કેમ સચવાય છે મોટી મીલકતનો વહીવટ કેમ થાય છે તે સૌ વાતો કરતા. આખરે સર્વે સ્થાવર જંગમ મીલકતનો એક આંકડો કરી દેસાઈએ સોલીસીટરોની મારફત એક વીલ કરાવ્યું ને તેમાં ગર્વરાયને પોતાનો દત્તક ઠેરવી વારસ ઠેરાવ્યો. બ્રાહ્મણો, શુકલો શાસ્ત્રીઓ વગેરેને બોલાવી દત્તક વિધાન પણ કર્યું. અને ગર્વરાય દેસાઇનો વારસ લેખે ઓળખાવા માંડયો.

ઘરની સૌ માલકી ગર્વરાય પાસે જવાથી સ્વભાવિક રીતે દાક્તરના માન ઉતર્યાં હતાં. પહેલાં જે ન્હાની બાબતોમાં પણ દાક્તરનો અભિપ્રાય ચાલતો તેનો ભાવ મોટી મોટી બાબતોમાં કોઇ પણ પુછતું નહીં. પ્રથમ જે માયાથી અને હસતા વદનથી અરવિંદા તેની સાથે વાત કરતી તેપણ હવે થતી નહીં. અરવિંદાએ જે બે દીવસ ઠીલખાવા ચીઠી લખી હતી તે મુદત પણ વીતિ હતી અને હવે ગર્વરાય આવ્યા પછી કાંઈ જવાબ મળશે એ આશા રાખવી એ મુર્ખતા છે એમ તેણે માન્યું. છેવટે નિરાશ થઇ જગ્યા છોડી જતા રહેવા નિશ્ચય કર્યો. અરવિંદાને મળી છેટની વાત કહેવા પણ હવે અવસર મળે તેમ નહોતું. જતાં રહ્યાં પછી કાગળ લખવો એ પણ અયોગ્ય લાગ્યું. ગમે તેમ કરી નાશી જવા વીચાર દ્દઢ કર્યો અને આખો દીવસ આમ તેમ ગોઠવણ કરવામાં કાઢયો.

એક તરફ દાક્તર આમ જતા રહેવાની ગોઠવણમાં પડયો હતો ત્યારે બીજી તરફ ગર્વરાય પાસેના ઓરડામાં સુતો સુતો ભવિષ્યના વિચારો બાંધતો, વળી ઘડીકમાં ન્યુસપેપર વાંચતો પલંગ ઉપર પડયો હતો. એક ઓરડામાં જ્યારે એક તરૂણ પોતાની ઇષ્ટ પ્રિયા ને અંતરથી તેનો ત્યાગ કરી નાશી જવાની ભાંજગડમાં પડેલો હતો ત્યારે બીજો પાસેના ઓરડામાં મનને અનુકુળ નહીં એવી પ્રિયાના છુટકે અંગીકાર કરવામાંથી કેમ છુટવું તે વિચારમાં પડેલો હતો. બન્નેનું વિચાર સ્થાન એક હતું પણ માર્ગ જુદો હતો. માર્ગમાંજ બન્ને ભૂલા પડયા હતા અને રસ્તો જડતો નહોતો. આમ ગર્વરાય વિચારમાં પડયો છે એટલામાં અરવિંદા રસોડા તરફથી પરવારીને હાથમાં ગુંથતી ગુંથતી ચાલી આવતી હતી. હાથમાં સુતરનો દડો તથા બે ત્રણ સોયા હતા. આવીને પ્રથમ બૈરાંના આવાસમાં ચતુરબા પાસે ગઇ. ત્યાં થોડીક વાર બેઠી પણ કાંઇક સાંભરી આવતાં એકદમ ઉઠીને સામેના ઓરડામાં ગઇ. એકદમ આસપાસ જોયા કર્યા વગર પેઠી એટલે ગર્વરાય તેની દ્દષ્ટિએ પડયો નહીં. ગર્વરાય પણ તેને જોઇને જરા ગભરાયો પણ બોલી શકયો નહીં. જોઇતી ચીજ ન જડવાથી અરવિંદા એકદમ પાછી ફરી અને પાછા ફરતાં ગર્વરાયને જોયો. બંને જણાની દ્દષ્ટિ મળી. અને બંને સ્તબ્ધ થયાં. ગર્વરાય પણ ખાટલા ઉપર બેઠા થયેલો હતો તે તેમને તેમજ પુતળા માફક બેશી રહ્યો અને અરવિંદાના સામું હાલ્યા ચાલ્યા વગર એકી નજરે નીહાળ્યાં કર્યું. એક મીનીટ આમ ચાલ્યું. અરવિંદાને પોતે ક્યાં છે તેનું ભાન થયું અને નીચે જોયું. નીચે જોવાતાં દ્દષ્ટિસંયોગ તુટયો. બંને જણને ક્ષોભ થયો. પરસેવાના બિંદુથી આખું શરીર છવાઇ ગયું. શરીરના રૂવાંટાં ઉભાં થયાં. મોંઢે લાલી આવી ગઈ અને શરીર પણ સ્હેજ કંપવા લાગ્યું. બન્નેની એક એકની સાથે બોલવાની વૃત્તિ થઇ કોઇનાથી શરમ તુટી પહેલ થઇ નહીં. બોલવા જતાં ગર્વરાયના હાથમાંનું પુસ્તક પડી ગયું અને પુસ્તક પંડિતની પંડીતાઇ ક્ષણમાં ચાલી ગઇ અને સ્ત્રી સ્વરૂપ પાસે વિદ્યાતેજ વિસરાયું, દ્દઢ નિશ્ચય અને અડગ ધીરજ પણ ભુલાયાં અને હોઠ હાલવા માંડયા. આ સર્વે થયું પણ શબ્દ નીકળ્યો નહીં. આ બધું એક ક્ષણ

રહ્યું પણ એકદમ વૃત્તિ બદલાઈ, કોના ઘરમાં પોતે છે તે સ્મરણ થયું સ્મરણ થતાં સર્વ વિસરાયલી પ્રતિજ્ઞાઓ પાછી સ્ફુરી આવી અને એકદમ ત્યાંથી ઉઠી ચાલવા માંડયું. તેને જતો જોઇ અરવિંદાથી ન રહેવાયું અને એકદમ બોલી ઉઠી.

"આપ અહીંજ બેશી રહો. હું આ આવી." અરવિંદાના બોલવામાં મતલબ હતી. તેના મનમાં તે બેશસે એટલે અગાડી વાત થશે પણ ગર્વરાય તેના બોલના તરફ ધ્યાન ન આપતાં સામું પણ ન જોતાં એકદમ ચાલ્યો ગયો હતો. બારણાં બહાર નીકળતાં દાક્તર મળ્યા પણ બોલ્યા નહીં. તરતજ પછાડી અરવિંદા નીકળી. દાક્તર આ જોઇ રાતો ચોળ થઇ ગયો અંદર શું થયું તે તેની જાણમાં નહોતું. તેને તો આ બનાવ ઉપરથી એમજ લાગ્યું કે તે બન્ને બહુ દીવસથી બોલતાં હોવાં જોઇએ. ગર્વરાયને વાસ્તે પણ તેને નીચ મત બાંધ્યો અને ઉપરથી ઢોંગ કરી બોલનાર લાગ્યો. જવાને દહાડેજ આ બનાવ જોયો એટલે તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. શું ! આ કુંવારા રહેનારના કર્તવ્યો ? મહારે મોંઢે કુંવારા રહેવાની વાતો કરી આમ સંસારમાં ચિત્ત કેવું રખાયછે ? બસ બધી દુનીયા ઢોંગી છે. વિદ્યાનો સ્વાંગ ધારણ કરી શાસ્ત્ર તથા વૈરાગ્યની વાતો કરી આમ એકાંતમાં મેળાપ કરે તેથી ... તો

એ કરતાં દુર રહેવું વધારે સારું."

આજનો દેખાવ જોઇ જતા રહેવા કરેલાનો નિશ્ચય દૃઢ થયો. દેસાઇના ઘરના કામકાજના કાગળીઆનું એક પોટલું બાંધી દેખાય એવી જગ્યાએ મુકયું. પોતાના સામાનમાંથી જે કાંઈ ખપનું લાગ્યું તે સર્વ એક રૂમાલમાં બાંધી લીધું. રાત્રે ભોજનવેળા સૌ સાથે હસી ખુશી વાતો કરી લીધી અને બ્હારથી જરાએ દીલગીરી કે ગભરાટ દેખાડયો નહીં. રાત્રે સૌ સુઈ ગયાં એટલે પોતે ઉઠયો. એક પાકીટ આગળથી લખી રાખેલું હતું તે જોડેના ઓરડામાં એક બદનના ખીસામાં મુકી આવ્યો. અને કપડાં પહેરી સ્ટેશન તરફ ચાલવા માંડયું. જતાં જતાં બંગલાને નમસ્કાર કર્યા અને છેવટના દર્શન કરતો હોય તેમ બડબડતો ચાલ્યો ગયો. સવાર થતાં ઘરમાં ખોળાખોળ ચાલી રહી. સૌએ અનેક તર્ક બાંધવા માંડયાં. કોઇ કહે કે ફરવા ગયા હશે તો કોઇ કહેકે પોતાને કામે મુંબઇ તરફ ગયા હશે એમ અનેક સુચનાઓ થવા લાગી. એક બે દીવસ એમ ખોળ ચાલી પછી સૌએ આશા મુકી ને વિસરવા પણ માંડયા. દેસાઇએ પણ અમદાવાદ જઇ ફી વગેરે આપીશું એમ કહી સંતોષ માન્યો. ફક્ત અરવિંદાને તો તેનું આમ અલોપ થવું અલૌકીક ભાસ્યું. તેતો ઘણીજ ગભરાઇ ને મનમાં પોતાના માણસો ઉપર ચીડાઈ. શું બધા મોટાના ઘર આવાં હતાં હશે. બસ પોતાની ગરજ મટી એટલે થયું. કોઇ તપાસ પણ કરતું નથી. આને તો ... એમની

-શુદ્ધ વનસ્પતીનું.-

# કામદિપોત્તેજક ચૂર્ણ

ફક્ત પુરૂષો માટે.

## ચમત્કારી દેશી ઔષધ.

### ધાંતુપુષ્ટિ માટે અકશીર દવા.

આ ચુરણ ધાતુપુષ્ટી માટે એક અતી ઉત્તમ ઉપાય છે. પુરૂષો અને વિદ્યાર્થીઓએ આ દવાનો ઉપયોગ કરવાથી તેઓના શરીરમાથી નબળાઇથી ઉત્પન્ન થયલાં બધા દરદોનો નાશ કરી, શરીરના દરેક અવયવ પુષ્ટ બનાવે છે, આંખે આવતાં અંધારા, માથાનું દુખવું, કમરનું દુખવું, પીશાબ મારગે ધાતુ જવી, યાદદાસ્ત શક્તિ ઓછી, હાથ પગનું મુંજવું, કામ કરતાં કંટાળો આવવું, જુવાનીમાં બુઢાપા જેવી હાલત, જુવાનીમાં ટુંકી નજર, ચહેરાનું ફીકાપણું, સાંધાનો દુખારો, ખાસી, દમ, હાંફણ, ગરમીના રોગ વગેરે દરદોનો, ધાતુના નબળાઇથી થાય છે તે આ દવા વાપરવાથી શરીરમાના બધા દરદો દુર થઇ શરીર બહુજ પુષ્ટ થાએ છે પાચન શક્તિ સુધરે છે જેથી ભૂખ બહુ લાગે છે ઝાડો સાફ આવે છે. આ ચુરણ દેશી વનસ્પતિમાંથી બનાવવામા આવે છે ફક્ત ત્રણજ દહાડા વાપરવાથી ફાયદો ન થાય તો પઇસા પાછા આપવામાં આવશે, પુરૂષ વરગેજ આ દવા વાપરવી સ્ત્રીઓએ એ દવા વાપરવી નહીં. કીમત તોલા ૧૨ ની શીશી ૧ નો રૂપીઓ દોઢ છુટક તોલા એકના આના અઢી.

વાપરવાની રીત-વીશ વરસની ઉમર ઉપરના માણસે ચુરણ તોલો અરધો સવારના મધ સાથે તથા રાતના સુતી વખતે તોલો અરધો મળી દીવસમાં તોલો એક ખાવી.

૧૨ થી ૨૦ સુધીની ઉમરનાએ દરેક વખતે તોલો ૦ા મધ સાથે ખાવી.—પરેજી કાંઇ નહી.

### સરટીફીકેટ.

નગર હવેલી તા. ૪ થી એપ્રીલ ૧૯૦૦

હુ નીચે સહી કરનાર ઘણી ખુશીની સાથે જણાવું છુ કે મેં 'સપટ' ની શીશી એક નામે "કામદીપોતેજક ચુરણ" લેવાથી મને સ્વપનામાં ધાત જવાથી થતી નબળાઇ દુર થઈ છે તેમજ સાંધાની કળતર પણ નરમ પડી છે વળી એ ચુરણ લેવાથી પેટ પણ સાફ આવે છે. જો બે શીશી લીધી હોત તો એથી પણ ઘણો ફાયદો તેથી મારી ભલામણ છે કે બે શીશીનો ઉપયોગ કરવો. આ સરટીફીકેટ ખરો ફાયદો જોઇનેજ આપી છે.

આદરજી હોરમસજી દાદરાવાળા,

તે નગર હવેલીના સબ જડજ.

## સપટ એન્ડ કંપની.

બુધ્ધી વરંધક સ્કુલની સાંમે, ૨૫૯ કાલબાદેવી, મુંબઇ.

તાજે કલમ—સપટ કું૦ નામ વાંચી લેવું નકલીયાત માલથી સંભાળજો.

22 YEARS' SUCCESS.
INDIA'S
GREATEST FEVER CURE.

**BATLIWALA'S**
AGUE MIXTURE & PILLS.

SOLD EVERY WHERE
at Re. 1 Per Bottle.
SOLE MANUFACTURER,
DR. H. L. BATLIWALA.
WORLI--DADAR,
BOMBAY.

FOR
MALARIOUS,
INTERMITTENT
AND
BILIOUS FEVERS,
INFLUENZA
AND
MILD FORM OF
PLAGUE.
Beware of Imitations and get the genuine.
BATLIWALA'S

ASK FOR
BATLIWALA & CO.'S "CHOLEROL"
THE ONLY REMEDY FOR CHOLERA.

પ્રખ્યાત રાજા રવિવર્માના
ચિત્રો.
સોલ. એજન્ટ. એ. કે. [illegible] કંપની.
સુંદર ફ્રેમો, છાપખાનાની શાહી, રવિવર્માના રમવાના પત્તા વગેરેના જનરલ મર્ચન્ટ. કમીશન એજન્ટસ. કાલકાદેવીરોડ—મુંબાઈ.

શ્રીમદ ભાગવતનું
શુદ્ધ ગુજરાતી ભાષાન્તર
પૃષ્ઠ—૬૦૦ સોળ ચિત્ર સહિત.
કીંમત રૂ. ૪
મળવાનું ઠેકાણું—સાકરલાલ બુલાખીદાસ.
બુકસેલર અને જનરલ મરચન્ટ.
અમદાવાદ.

**The Champion.**
A weekly, published in the interests of the people India.
Subscription in advance Rs. 6 per year.
No. 5. Hornby Road, Fort
Bombay.

**PEBBLES.**
Rs. 1000 reward to whoever proves our pebbles false.
In steel frame Rs. 3. In neekel Rs 5. In Rold gold Rs 10. and in gold Rs 20.
Dr A M Dighe optician
Kalba Devi Road, Bombay.
( Late manager to T. S. Bennet & co. opticians, Karachi ).

**Wanted agents.**
For the Arunodaya.

**TO BE LET.**

**POWER AND PLEASURE**
doubled by the use of our far-famed MEYORES which speedily stops all waste and produces lasting results. Nervous debility, impaired memory, loss of power, gonorrhœa, night losses, exhaustion, spermatorrhœa mental depression, brain-fag, and the attendant evils perfectly removed in a short time Safe,--simple,--painless No inconvenience nor annoyance, Pleasantly palatable. Per phial 1 RUPEE only. Address all communications only to the MANAGER, V. C. WORKS, RANAGHAT, BENGAL. Note and Write To'day.

આ બ્લોકમાં જાહેર ખબર આપવાનો ભાવ નીચે મુજબ છે.
છુટક વખત એકના. રૂ.—૦—૬—૦
બારમાસના. રૂ.—૪—૦—૦

ESTABLISHED IN 1898.
RESPECTABLE & RELIABLE FIRM

**The City Watch and Clock Store.**

85, Baghoo Chatterjee's Sttreet, Calcutta

**Agency of Germany and France,**

JUST RECEIVED A FRESH CONSIGNMENT OF 2,000 WATCHES FOR SALE—
GUARANTEED FOR 3 YEARS.

ACCURATE TIME KEEPER

**Money returned if not approved.**

Railway Regulator Watches.

| | | | |
|---|---|---|---|
| No. 1 Railway Regulator watch, | Rs. | 3 8 0 | each |
| „ 2 „ | „ | 4 8 0 | „ |
| „ 3 „ | „ | 5 0 0 | „ |
| Curzon „ | „ | 5 8 0 | „ |
| Imitation golden Indian watch. | Rs. | 6 8 0 | „ |
| „ „ Turkis watch | „ | 9 0 0 | „ |
| „ „ Stop „ | „ | 8 0 0 | „ |

These aro excellent Watches Keyless. Jewelled enamelled, dialed perfect. Time Keepers and very strong watch, movement 30 hours cylinder, escayement size both Ladies and gentlement's. We strongly recommend the general public to use these watches Trial orders solicited. The above prices are included with a nice Canadian gold Chain and Locket.

TESTIMONIAL.

(1) Mr J. J. Macdonald, Beach Road Upper Colaba, Bombay, writes. It keeps splendid Time and never stoqped although it sustained Hard Knocks and Jerks

(2) Dr. M. N Banerjee, M D No 2 College Street, Calcutta, writes: This is to certify that I have used your Railway Regulator Watch No. 2 for a long time and have found it a reliable time-keeper and I can safely recommend it to the public as a good strong cheap and accurate watch

(3) Mr. B. N Mukerji Agent and Railway Contractor 3/1 Brindabun Mullick's Dane Calcutta, writes: I have the pleasure to certify that your Railway Regulator watch has given me great satisfaction It keeps accurate time and well suited for rough use and no doubt it is valuable to those who required cheap, and reliable time keeper.

(4) Babu a Banerjee Agent to the Rajah Bahadur of Hetampore writes: I am very glad to certify that the Railway Regulator watch which I received from you is an excellent time keeper; it is in my use from a long time. I can safely recommend to the public to use these watches.

(5) Mr. A. T. Ramasawamy, 77, Chamarajpet, Bangal writes I strongly certify that the watch supplied to me correct time.

## WRIST WATCH.

### Wonlerfully Cheap.

Complete with wrist strap. Guaranteed for 2 years. Price Rs. 10 each.

## MUSICAL CLOCKS.

Like carriage clock in size, keep accurate time and play sweet airs (for notes of music) before striking hours and half hours. Price is very small Rs. 10 each.

Time pieces of all descriptions and prices are available.

## AMERICAN CARRIAGE CLOCKS.

Handsome with glass sides and visible escapement (so that the interior mechanisim may be seen) keep accurate time, strike hours and half hours. Price Rs 6 each. Do, Better quality Rs. 8-8 each.

The clocks and watches are well regulated and adjusted before despatch. Orders promptly executed and goods sent by V P. P.—Postage extra.

Apply only to the Manager.—

The City Watch & Clock Store

*85 Becha Chatterjee's Street. Calcutta.*

Calcutta Established 1885.

## WONDERFUL DISCOVERY.

## SPCIFICS FOR HYDROCELE

### And Elephantiasis.

Guaranteed to cure the above mentioned diseases of any nature and of any standing period by using these medicines externally. They are quite harmless and free from any injurious ingredients. I strongly recommend these to have a fair trial. Price Rs. 2-8 per phial each.

## TESTIMONIALS.

An Executive Engineer, P. W. Ds, Calcutta, writes: seems to have been now quite absorbed by your medicine, and I am much pleased at the result.

A Europepn Civil Surgeon, Chattrapur, writes:—I am trying to petronize your specifics as I found them to be really good andefficacious. Please send 4 phial by V. P. P.

Mr. Aziz, M. A., Barrister-at-law, Jubbulpore writes:—"Very happy to inform you that your specific produced the required result for which I am gratefull to you."

APPLY TO DR. S. GHOSHA. Specialist.

# WEAK MEN!

It seems that the Creator has ordained that the vital seminal fluid next to the blood itself is the most precious substance in the body of man, and any unnatural loss thereof will always lead to disastrous results.

Many men have died of common diseases such as diseases of the heart, liver, kidneys, lungs, etc., through having allowed their vitality to be wasted, thus exposing themselves to become the easy victims of these diseases, when a few boxes of our remedies taken in time would have prevented those debilitating losses and preserved the proper vitality to resist the attacks of these dangerous infirmities.

Many men have been slowly but surely drifting into a hopeless insani because of these losses, without knowing the real cause of their suffering

## ARE THESE YOUR SYMPTOMS?

Inclination to onanism, emissions either during the day or at nigh losses on being in the presence of a person of the opposite sex or c entertaining lascivious thoughts, pimples, contractions of the muscles (th precursors of epilepsy), voluptuous thoughts and dreams, feelings of suffocation tendency to drowse or sleep, feeling of numbness, loss of will-power, wan of energy, impossibility to concentrate the thoughts, pains in the legs and muscles, feeling of sadness and dejection, disquietude, failure of memory indecision, melancholy, weariness after the least effort, specks floating before the eyes, weakness after copulation or involuntary loss, losses while straining at stool, noise or singing in the ears, timidity, hands and feet cold and clammy, fear of approaching death or misfortune, partial or total impotency, premature or late discharge, loss or diminution of desire, decline of the sensibility, undeveloped or weak organs, dyspepsia, etc.

Any of these symptoms is Nature's warning to a man that he must repair his wasted vital forces or become the easy prey to some fatal disease.

We ask all men who suffer from any of the symptoms enumerated above **TO HEED THIS WARNING**, and communicate at once with our Company of specialist physicians who have had twenty years' experience in treating diseases of the nervous and sexual system, and who alone can guarantee a radical and permanent cure.

Send us a complete statement of your case giving us your full name and address, age, occupation, married or single, which of the above symptoms have already appeared in your case, and whether you have ever been treated for gonorrhœa, stricture, syphilis or any other venereal disease. Our medical staff will at once carefully diagnose your case (gratis) and inform you of the cost of a complete treatment which will effect a radical cure and restore you to health and full manly vigor.

If you desire treatment at once and will send us (as a guarantee of good faith) the equivalent of five United States' dollars in draft on London or New York, or in postal order or current money of your country, we will send you, by registered mail, the proper remedies immediately after our staff of physicians have decided the requirements of your case. Write us in English if possible.

**THE NORHT AMERICAN SPECIALISTS COMPANY**
**NO. 1051 VINCENT BUILDING, BROADWAY & QUARE**

for Gujrat and we congratulate ourselves and our kind correspondent on the same But when we have given greater space to articles that may be termed popular, we have ever been alive to the fact that politics from a part in the life of a nation, and we have never issued a number without uttering a very clear and certain sound on the great questions which attract the notice of the people.

Questions social, and specially those pertaining to female education have received special attention at our hands.

Like all children we had our whooping coughs and teething seasons but by the grace of God we had our escape and we hope our course is smoother in the future so that we may have ample opportunities to be of service to our country and countrymen.

---

## THE VICEROY'S CONVOCATION ADDRESS.

The Viceroy would be nothing if not preeminently a talker His convocation address at the Calcutta University, the other day, is a fine specimen of his Parliamentary art. A lame and a plausible excuse here, a panegeric there and a fault-finding at another place, capped by a finely-drawn shining picture of the future prospects and promises are employed to hide the ugly feature and grave consequences of the matters put forth before the public. Such an address delivered in the usual charming style of our noble Viceroy is sure to evoke long and continued applause But the greater part of our Viceroy's term of office is already passed and we must dive down the surface of things and see whether our noble Viceroy is going to confer upon us something more substantial than the fine rolling sentences of his rhetoric. In the early part of his address our Viceroy regrets that he has not been able to do anything in regard to 'changes that are required in our system to enable both the Government and the Universities to play their respective parts in the scheme of Indian education, more efficiently than is now the case.' Our Viceroy had led us to hope that he would slowly move in the matter but, as yet he has done nothing beyond issuing the Education Resolution of October 1899. He wants to disarm us of our comments by pleading famine and frontier policy and cites by s

Resolution in support of his bona-fides. But the best form of con trition would be practical work and we would like to see some thing practical being done in that quarter rather than a volume of explanations. The Viceroy then goes on to remove the feeling of regret and sorrow produced in the first part of his speech. He bestows an elaborate panygeric on his colleague and Vice chancellor Mr Raleigh. He comments on his learning and expands on his intelligence and goodness, and puts his audience amidst humour and a thunder of claps. He next gives them a taste of the feeling produced by the partial retrenchment of the right of graduates to the election of Fellows. Out of the twenty-one vacancies in the list of Fellows, during his term of office, the Viceroy has thought fit to fill only nine, seven by nomination and two by election. The Viceroy has his reasons for this strange behaviour, but we entirely fail to see the sufficiency and strength of his reasons. The Viceroy said, that 'no doubt that the present list of the senate which commenced, in 1857, with only forty Fellows, but which [illegible] touched the maximum figure, 220 Fellows, has been allowed to grow to immoderate dimensions. Even now, with as many as 180 Fellows the Viceroy, thinks 'the list is overswollen.' We do not see, by what standard our Viceroy thinks, that the list is overswollen. We think that the University that turns out 534 B. A. s in a single year has a sufficiently large concern to require 220 Fellows or even more to look after and partake in its management. The functions of the Fellows, and the system of their election here, is quite different from that observed at Oxford or Cambridge. The functions of even the respective Universities are different. In England it is a teaching body; here, it is an examining machine. The Viceroy has his head full of Oxford ideas and as he himself says he speaks 'as an old University man, who has been a Fellow of a distinguished Oxford college.' And hence he dislikes the system of election by canvassing. He takes the Oxford Fellow as a model and goes on drawing lessons from his position. He enumerates certain qualifications which are necessarily found in the Fellows there, and by implication he seems

to blame the Fellows here for want of those qualifications. But it is absurd to blame people for not having certain qualifications when the circumstances of the case do not necessarily ensure their presence. The Viceroy says "Different as our circumstances are, we may derive some useful lessons from our English forerunners as models" No doubt, we might But the Viceroy goes further and wishes to deprive the people of the priviledges conferred on them for quite different purposes and under quite different circumstances owing to the absence of those features which can be obtained only under a special set of circumstances. The Viceroy puts forth certain prospositions, for the consideration of all, in the matter of University Reform. 'The first is that the University is an institution, which exists primarily for the encouragement of learning and that educational standards should, therefore be allowed a predominant influence in its administration and its awards. The second is that Fellowship, unless it be an Honourary Fellowship, is a duty as well as a distinction.' Both these propositions take one thing for granted viz, that the University is a teaching body. We totally disapprove of the present form and work of our Universities. They are simply examining bodies, wherein the examiners and the students have no concern and no connection whatsoever personally. These bodies help rather to crush and exhaust the energies of our young men, than to cultivate and create a taste for an intellectual life. We would like to see our Universities placed on the model of Oxford or Cambridge, where knowledge is imported, and professors and students combine to create a healthy intellectual atmosphere. Under such a system alone can the above two rules be possible to be observed in the selection of Fellows. The third is that a stream of fresh lives should, as far as possible, be perpetually passing through the viens of University organism. In other words, our Fellowships should probably in future, be held for a fixed period capable of renewal.' And the fourth is that those only who choose to remain on the spot and discharge their functions should have the right of Fellowship They cannot exercise their powers by papers or by pro[illegible] T[illegible]

requirements would be secured by themselves when Fellows have to take their place in a system where knowledge is being diffused and where they are required to perform their part of the operation. We entirely approve of the Viceroy's intention of introducing these reforms and making the Calcutta University the premier University in India, and as regards that matter, we would like to see all Universities in India raised to a higher and a better standard. We would also like to see our Universities raised to that high ideal of our Viceroy, where the Universities will "remember that their primary aim is the dissemination of knowledge and training for life, that their power and resources are given to them, not to satisfy the ambitions of individuals or designs of cliques, but to promote the intellectual service of community at large.' But as long as these reforms are not introduced, as long as the bases of that high ideal of the University is not laid, the existing priviledge and system of Fellowships ought to be continued. It is said that the Fellowship here is considered to be titular, perpetual and irresponsible. If the fellows do not care to attend, they might be forced to attend a certain number of meetings, on pain of forfeiture of their right. But to curtail the right without substituting anything in turn, would be pure retrogression And instead of opening up 'the vistas of a future of expansion and influence before the University, such as have not yet dawned upon its vision,' all that the Viceroy would do is that there would be a curtailment of the right, such as has not up to now dawned on the horizon, and it will tend rather to check than to expand the growth of the wide-spread and liberal dissemination of knowledge.

---

# અરૂણોદય.

---

## અમારૂં ગતવર્ષ.

અરૂણોદયનું એક વર્ષ પુરૂં થયું છે. પ્રથમ વર્ષ સમાપ્ત કરી બીજાં વર્ષનો પ્રારંભ આ અંકથી થયો છે. એક વર્ષ દરમ્યાન પ્રજા સમક્ષ આવી શો ધર્મ બજાવ્યો છે તે હવે બતાવવાનું છે. સૃષ્ટિક્રમમાં હમેશ જો પ્રવૃદ્ધિની આશા રાખવી હોય તો કાળચક્રના પ્રત્યેક ફેરા પછી ટોચ ઉપર આવી એક ક્ષણ ઉભા રહી, એક ચક્કરના અનુભવનું યથાસ્થિત રીતે નિરીક્ષણ કરવું એજ વ્યાજબી ગણાય. અને

એ રીતે નિરીક્ષણ કેરી નહીં અટકતાં, ભવિષ્યના આવતા ફેરાવામાં કેવા ઉપાયો યોજવાથી દોષો દૂર થઇ ધારેલો અર્થ સરશે તેનો પણ યોગ્ય વિચાર તેજ સમયે કરવાનો છે. બાલ્યાવસ્થામાં અગણીત કષ્ટો આવી પડે અને તેજ વખતમાં સંભાળીને સહાય નોજ યુવાસ્થામાં સર્વે રીતે સ્નેહ, મળવાની આશા રહે છે. પર પુરૂષની સહાય અને પોષણ પણ બાલ્યાવસ્થામાંજ જોઇએ છીએ અને તે પ્રમાણે અમારા માસીકનો ઉચ્ચ ઉદ્દેશજોઇ જે કોઇ ગૃહસ્થોએ શરૂઆતથીજ ઉદારતાથી આશ્રય આપવા કબૂલ કર્યું છે તે માટે પ્રથમ વર્ષને અંતે તેમનો ઉપકાર માની ચાલુ વર્ષમાં પણ તેજ રીતિ તેઓ રાખશે અને અમને ઉપકૃત કરશે, એવી આશા રાખીએ છીએ.

દેશ શેવા કરવી અને પોતાનાથી બને તેટલો શ્રમ લઈ જીંદગીનું સાફલ્ય આર્યબંધુઓના શ્રેયમાં માનવું એવું અમારા પ્રથમ તંત્રી જયંતીલાલનું માનવું હતું. અને તેમની તેજ શ્રદ્ધાને અનુસરી તેઓએ અરૂણોદય માસીક કાઢવાનું શરૂ કર્યું, ફક્ત બેજ માસમાં માસીકની કીર્તી ગુજરાતમાં સર્વત્ર જગાવી અને ગુજરાતના ઘણાંખરા ન્યુસપેપરો અને માસીકમાં અરૂણોદય વાસ્તે ઉચ્ચ અભિપ્રાય આવ્યા હતા. પરંતુ જેનો અહીં ખપ છે તેનો ઇશ્વર પાસે પણ ખપ છે એ વાયકા ઘણી વખતે ખરી પડે છે. એપ્રીલ માસમાંજ તેઓ ભરજુવાન વયમાં દેવલોક પામ્યા. બેશક તેઓએ જે કામ શરૂ કર્યું હતું તે ચલાવવા અને પાર ઉતારવા તેઓને પ્રભુએ લાંબુ આયુષ્ય બક્ષ્યું હોત તો તે અતિ સંતોષકારક રીતે કરી શકત એમ અમારૂં સકારણ માનવું છે.

ગતમિત્રના કાર્યને મિત્ર પાછળ મૃતન થવા દેતાં ગમે તેમ કરી જારી રાખી, મિત્ર નામ કાયમ રાખવાની ઉત્કંઠાથી બીજા મિત્રોની સહાયથી અરૂણોદય ચલાવવાનું કામ અમોએ માથે લીધું અને યથાશક્તિ પ્રયાસ કરી પ્રજાધર્મ બજાવવા પ્રથમ પુસ્તક અમોએ પુરૂં કર્યું છે.

અરૂણોદયનો મુખ્ય ઉદ્દેશ સર્વ પ્રવૃત્તિઓને મૂળ પાયાથી ચણવાનો છે અને તેથી હીંદની પ્રજામાં અને મુખ્યત્વે કરી ગુજરાતની પ્રજાનું રાજ્યદ્વારી, સંસારીક, નૈતિક, ધાર્મીક, અને અર્થશાસ્ત્રીય વિષયોમાં ધ્યાન ખેંચી તેઓમાં પ્રવૃત્તિ આણવી એ રસ્તો યોગ્ય અમે ગણ્યો છે. સર્વ પ્રકારની રાજ્યદ્વારી અને સંસારીક પ્રવૃત્તિઓ હોવા છતાં હિંદની અને મુખ્યત્વે કરી ગુજરાતની પ્રજા હજી અંધકારમાં રહેલી છે માટે તે પ્રજાને આ માસીકદ્વારા યથાશક્તિ જ્ઞાન અર્પી સત્યાસત્ય બતાવવા અમે પ્રયાસ કર્યો છે. અને એ નિયમને અનુસરી લખાણો લખવામાં આવ્યાં છે એ પ્રથમ પુસ્તકની અનુક્રમણીકા ઉપરથી સહજ માલમ પડશે.

પ્રથમથીજ અમારો ઉદ્દેશ પાર પડે માટે માટે રાજ્યદ્વારિ અને સંસારી વિષયો ઉપર અમે પુરતું ધ્યાન આપ્યું હતું. દેશની સમૃદ્ધિ વાસ્તે રાજકીય અને અર્થશાસ્ત્રીય વિષયો ચર્ચાવવાની જરૂર છે. હિંદના દુષ્કાળ, દુષ્કાળ કમીશન ખેતીવાડી ધીરધાર પેઢીઓ, ખેતીવાડી કેળવણી હાલની વ્યાપારનીતિ, ધારા સભામાંના વિવેચનો, સતારા કોનફરન્સ આપણે આપણું કર્તવ્ય કરીએ છીએ, એવા અને બીજા વિવિધ વિષયો એથીજ અમે ચર્ચાવ્યા હતા. સંસાર સુધારો પણજ તેટલોજ દરજ્જે જરૂરનો છે. માટે સ્ત્રી કેળવણી. ગુર્જરબાળાની આધુનીક સ્થીતિ સુધારો અને સુધારકો, વિગેરે વિષયો ઉપર વિચાર દર્શાવ્યા હતા.

ઈંગ્રેજી લખાણોમાં પણ અમે પછાત પડતા નથી અને હરેક રાજ્યદ્વારિ સંસારી વિષયો અને સવાલો ઉપર નિષ્પક્ષપાતિપણે અને બ્હીક વગર સત્ય રજુ કરવા અમે ચુકતા નથી તે વિષયો વાંચ્યાથી સહજ જણાઇ

વશે. આ ઉપરાંત સ્વદેશની ભાષા ખીલવવા પ્રયાસ કરવા અમે ચુકતા નથી. તેથી અમને અભિપ્રાય અર્થે મળતાં પુસ્તકો ઉપર સમાલોચના કરી ફક્ત હમેશની ચાલુ રીતિ મુજબ પુસ્તક મળ્યું એટલે વખાણ ન કરતાં યોગ્ય ટીકા કરી ભૂલો અને ખોડો બતાવી સત્યવાત જાહેરમાં લાવવા યત્ન હમેશ કરીએ છીએ. વળી લોકોમાં આપણી રાજ્યદ્વારિ પ્રવૃત્તિઓનું વર્ણન આપી તેનો ઇતિહાસ રજુ કરવો ઇષ્ટ ધારી કોંગ્રેસની ઉત્પત્તિ અને સંવર્ધન એ ઉપર કોંગ્રેસની માહીતીથી ભરપુર એક લેખ અમે લખ્યો હતો. વળી ધારા સભાની ઉત્પતિ અને બંધારણ વિશે પણ ટુંકમાં અમે વિવેચન કર્યું છે. ચાલુ વર્ષમાં સંસારી સમાજ તથા બીજી પ્રવૃતીઓના જન્મ અને સંવર્ધન તથા તેમના કાર્ય ઉપર વિવેચન કરી પ્રજાજનને માહીતગાર કરવા લેખ લખવા ઇચ્છા ધારીએ છીએ. હાલમાં સર્વત્ર એમ બુમ ચાલે છે કે આપણા અગ્રેસરો પોતાની ફરજ અદા કરતા નથી તે ખરૂં લાગતાં અમે તેઓને પણ એકત્ર થવા તથા પોતાના વિરોધ ટાલવા તેમની ખોડો અને ચૂકો દર્શાવી યોગ્ય રીતે બે બોલ 'આપણા અગ્રેસરો' એ મથાળા હેઠળના લેખમાં કહ્યા હતા. આ સર્વ લેખોની પદ્ધતિ ઉપરથી સર્વ પ્રજાજનને સ્પષ્ટજ ભાસી આવશે કે અમે બેધડક રીતે બીક રાખ્યા વગર નિષ્પક્ષપાતિ પણે સત્યાસત્ય બતાવવા ચુકતા નથી અને ભવિષ્યમાં પણ અમે તેજ માર્ગ ઝાલી રાખવા ઇચ્છા રાખીએ છીએ.

શરૂઆતથીજ અનેક જાતના સુધારા વધારા અમે દાખલ કર્યા છે અને ચાલુ વર્ષમાં કરવા વિચાર છે. ફક્ત ઉપયોગી લખાણથી ભરપૂર થઇ, કંટાળો ન ઉપજે માટે પ્રથમથી અમોએ નવલકથા શરૂ કરી હતી અને પાછળથી પ્રાસંગીક નોંધ તથા સ્ત્રી ગ્રાહકોને '[illegible] માટે ખાસ' ના મથાળા હેઠળ ટુંક બાતો પણ અમે માસીકમાં દાખલ કરી છે. કવિતાના રસીકજન વાસ્તે સાક્ષર શ્રી ગોવર્ધનરામે એમના સંસાર પ્રતિબંબ કાવ્યમાંથી છુટક ફકરા આપવા માંડયા છે માટે તેમનો તથા માસિકના અંગ્રેજી તથા ગુજરાતિ વિભાગમાં જે સારા સુપ્રતિષ્ઠિત દેશના અગ્રેસરોએ લખાણો અમને આપેલા છે, તેને વાસ્તે તેમનો ઉપકાર માનીયે છીએ અને ભવિષ્યમાં તેવાંજ લખાણો અમને આપવા વિનંતિ કરીયે છીએ. મોટા માન પામેલા અને સર્વ લોકોના અગ્રેસર ગણાતા ગૃહસ્થો અમને લખાણો મોકલે તે વાસ્તે જેટલું માન અમે લઇએ એટલું ઓછુંજ છે. અને તેને વાસ્તે ટુંકમાં એટલુંજ કહેવું બસ થશે કે ફકત એક વર્ષમાંજ મુંબાઇના 'ચેમ્પીયન' પત્રે ત્રણવાર અમારા લખાણોની સમાલોચના કરી વખાણ કર્યા છે.

અરૂણોદય માસીકનો બીજો ઉદ્દેશ માસીકના ખર્ચમાંથી વધતો નફો લોકોમાં રાજ્યદ્વારી અને સંસારિક સર્વ વિષયોના અંગ્રેજી પુસ્તકોના તરજુમા કરી પ્રજામાં બ્હેંચવાનો છે. આ વર્ષે હજુ ઘણા ઘરાકોનું લવાજમ આવવું બાકીછે એટલે ખર્ચ કાઢતાં નફો ટોટો શું રહેશે તે કહેવા અમે શક્તિવાન નથી પરંતુ સર્વના લવાજમ આવી ગયે જો નફો તો રહેશે તેમાંથી ન્હાના પુસ્તકો છપાવી ગ્રાહકોને મફત આપી પ્રજાજનમાં વહેંચવા અમે ચૂકીશું નહીં. આમ છતાં પણ આ વર્ષે અમે નીચે મુજબ ચાર ભેટો અમારા ગ્રાહકોને આપી ચુકયા છીએ

૧ Report of the Annual conference of Indians in the United Kingdom (વિલાયતમાં મળેલી હીંદીવાનોની સભાનો રીપોર્ટ)

૨ શાંતિદાસ.

૩ નામદાર જસ્ટીસ રાનેડેની છબી.

૪ નામદાર જસ્ટીસ ચંદાવરકરની છબી.

પ્રથમ ભેટ વિલાયતમાં રહેનારા હીંદુસ્થા-

ગોઠવણુ થઇ નથી. અને વળી તે કમીશનની બીજી બધી ભલામણો ઉપર બીલકુલ લક્ષ અપાયું નથી. અને હીંદુસ્થાનની પ્રજાને ન્યાય મળે તે ખાતર આજ લગીની બધી બાકી બ્રીટીશ તીજોરીમાંથી દુકાળ અર્થે ભેટના રૂપમાં પરત કરવી જોઇએ." આ પ્રમાણેનો મી. કેનના વધારાનો સારાંશ છે. મી. કેનની હીંદ તરફની પ્રીતિ અને હીંદના લાભ અર્થે સેવા કરવાની ઉત્કંઠા સર્વેની જાણમાં છે. સરવીલીયમ વેડર્બનના પાર્લામેંટમાથી વાનપ્રસ્થ થવા પછી હીંદની સર્વ આશાઓ મી. કેન ઉપરજ આધાર રાખે છે અને આવી રીતનો વધારો મુકેલો જોઈ ભવિષ્યમાં આપણી સર્વ આશાઓ સફળ નીવડશે એમ માનવું ભૂલ ભરેલું ગણાશે નહીં. હીંદુસ્થાનનાં ખર્ચ સંબંધી તપાસ કરવા સન ૧૮૯૫ માં એક કમીશન નીમાયું હતું જે સાધારણ રીતે રોયલ કમીશન યાને વેલ્બી કમીશનના નામે ઓળખાય છે. આ કમીશનમાં મી. કેઈન એક સભાસદ હતા ને કમીશન રૂબરૂ પોતે સાક્ષી પણ આપી હતી. કમીશનના બધા રીપોર્ટ બહાર પડયા છે ને તેમાં હીંદના લાભ અર્થે અનેક સૂચનાઓ કરવામાં આવી છે. આ સૂચનાઓને અનુસરી આખરે પાર્લામેંટે ખર્ચ ઓછું કરવા ૨૫૭૦૦૦ પાઉંડની રકમના ખર્ચનો બોજો હિંદના શિરપરથી ઉતારી બ્રીટીશ તીજોરી ઉપર નાંખવા ઠરાવ કર્યો છે. પરંતુ મી. કેઈન આટલાથી સંતોષ ન પામતાં આગલી સાલોમાં થયેલા એ ગેરવ્યાજબી ખર્ચ પાછો માંગે છે અને તે રકમ હીંદુસ્થાનને દુકાળમાં ભેંટ તરીકે આપવા દરખાસ્ત કરે છે. પોતાની દરખાસ્તના ટેકામાં તેમણે એમ જણાવ્યું કે "પાર્લામેંટનો કોઇ પણ સભાસદ હીંદુસ્થાનની તીજોરીમાંથી ...ન અને ચીનમાં કાઉનસલ રાખવા વાસ્તે ખર્ચ પાડવામાં આવે છે તેને ભાગ્યેજ ...ગ્ય ગણશે. અને પરદેશમાં આવા આજ લગી થયેલા ખર્ચની રકમ ૪૩૦૦૦ પાઉંડની થાય છે. વળી વિલાયતમાં સેક્રેટરી ઓફ સ્ટેટ હીંદી પ્રધાનના ખાતામાં થતું સર્વે ખર્ચ હીંદુસ્થાનમાંથી આપવામાં આવે છે. તે પણ યોગ્ય રીતે વિલાયતની તીજોરીમાંથી ખર્ચ પડવું જોઇએ. વળી વધારામાં હીંદુસ્થાનમાં બ્રીટીશ સીપાઇઓના લશ્કરના ખર્ચનો બોજો ઘણો મોટો છે. આ લશકરી ખર્ચને લીધે હીંદમાં નહેર વગેરે બાંધકામો જે દુષ્કાળ વખતે ઘણા કામ લાગે તે થઇ શકતાં નથી. માટે ન્યાયની ખાતર હીંદુસ્થાનની પ્રજા વાસ્તે હું આ વધારો રજુ કરૂં છું. એમની એ દરખાસ્તને મી. શુવેને યોગ્ય શબ્દોમાં ટેકો આપ્યો હતો. અને હીંદુસ્થાનની પાર્લામેંટરી કમીટી તરફના સભાસદો પૈકીના ગૃહસ્થો પણ એ દલીલની તરફેણમાં બોલ્યા હતા. સર મનચેરજીને પણ આ વધારો યોગ્ય લાગ્યો હતા. અને તેની તરફેણમાં બોલીને મત પણ આપ્યો હતો. આ સર્વ બોલી રહ્યા પછી આપણા હીંદી પ્રધાન નામદાર લોર્ડ જ્યોર્જ હેમીલટન તે દરખાસ્તનો રદીઓ આપવા ઉભા થયા અને હમેશ માફક વિવિધ કારણો દરખાસ્ત વિરૂદ્ધ બતાવ્યાં. તેમને માજી પ્રધાન સર હેનરી ફાઉલરે ટેકો આપ્યો. આ સર્વ વિધી પુરી થયા પછી મત લેવા વખત આવ્યો. મત લેવાતાં દરખાસ્તની તરફેણમાં ૧૧૨ મત અને વિરૂદ્ધ ૨૦૪ મત પડયા એટલે ૯૨ મતે આ દરખાસ્ત રદ ગઈ.

આ દરખાસ્ત રદ ગઇ છે અને એવી હીંદના લાભની અનેક દરખાસ્તો રદ ગઇ છે તેથી નાસીપાસ થવાતું નથી. પરંતુ આ દરખાસ્તના રદ જવાથી અનેક ધડા લેવાના છે. સૌથી મોટી વાત તો એજ છે કે આવી દરખાસ્તની તરફેણમાં હવે ૧૧૨ એકસોને બાર માણસોએ પોતાનો મત આપ્યો એજ બતાવે છે કે વિલાયતમાં હીંદ તરફથી

લડાઇ ચલાવનાર મહાનનર દાદાભાઇ અને વેડર્બન જેવાઓના પ્રયાસોએ શું ફળ મેળવ્યું છે. પ્રથમ હીંદી બજેટ વખતે જે સભાના ફક્ત આઠ દસ સભાસદો બેસતા તેજ સભાના હાલ ત્રણસો સભાસદો બેસે અને ભાગ લે એજ તેજોમય ભવિષ્યના ભણકારા દેખાડે છે. જે રકમ આવતા એપ્રીલ માસથી વિલાયતમાં ખર્ચ પડશે તે પણ આ સર્વેના સુપ્રયાસોનું ફળ છે. વિલાયતની બ્રીટીશ કમીટીએ, પાર્લામેંટની લઢતમાં ફેરફાર, સભાસદોનો હીંદ પ્રત્યે જે અનાદર હતો તેનું નાબુદ કરવું, અને વિલાયતની પ્રજામાં હીંદને વાસ્તે ઉત્કંઠા પેદા કરવી એ કામ માથે લીધું છે અને તે કેટલે દરજ્જે ફતેહ પામ્યું છે તે આવા સમયો ઉપરથી જણાઇ આવે છે. દિનપ્રતિદીન હીંદની પ્રજા પ્રત્યે વિલાયતની પ્રજા ભ્રાતૃભાવે જુવે છે અને હીંદનો અને વિલાયતનો સંબંધ ઘાડો કરવા યત્ન કરે છે. આટલો ફેરફાર થયેલો આપણે જોઇએ છીએ પણ તે પ્રમાણમાં ઘણો થોડો છે. હજીઘણુ કરવાનું બાકી છે. પાર્લામેંટમા આવા સેંકડો કેઇન અને વેડર્બનની જરૂર છે. અને તેમના પ્રયાસને જારૂ રાખવા હીંદી પ્રજાની વફાદારી અને સ્વદેહાર્પણ જેવા ગુણોની જરૂર છે. આ સર્વ જ્યારે એકત્ર થઇ કાર્ય શરૂ થશે ત્યારેજ હીંદુસ્થાન પૂર્વ સ્થીતિએ પહોંચશે અને આર્યાવર્તની કીર્તિ ઝળકી રહેશે. સર્વ આર્ય બંધુંઓ આ બ્રીટીશ કમીટીને તનથી મનથી અને ધનથી મદત કરો એજ પ્રાર્થના છે.

---

## સ્ત્રી કેળવણી અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની નવી યોજના.

અર્વાચીન કાળમાં દરેક દેશમાં પ્રવૃદ્ધિને અર્થે અનેક પ્રકારના પ્રયોગો અમલમાં મુકાતા જોવામાં આવે છે પ્રત્યેક રાજ્યની અને સામાજની એક એકની સાથે સરખામણી કરવા તથા સ્પર્ધા કરી શ્રેષ્ઠપદ પામવા ઇચ્છા ખુલી જણાઇ આવે છે. આપણા હીંદુસ્થાનમાં પણ પાશ્ચાત્ય રાજ્યોના સબંધને લીધે અનેક પ્રકારના ફેરફારો તથા સુધારા નજરે પડે છે. અને આર્ય પ્રજા પણ સર્વે આસપાસના દેશોની સાથેની સરતમાં પાછળ ન પડવા પ્રયાસ કરે છે હિંદુસ્થાનમાં સુધારાના બે મુખ્ય પ્રકાર પાડેલા છે એક સંસાર સુધારો અને બીજો રાજદ્વારી. કેટલાક અગ્રેસરોનું એમ માનવું છે કે પહેલાં સંસાર સુધારી પછી રાજ્યદ્વારી વિષયોમાં પ્રવૃત્તિ કરવી તો બીજાઓનુ એમ માનવું છેક પ્રથમ પદ રાજ્યદ્વારી પ્રવૃત્તિને આપવું. આવા વિષયનો નિર્ણય અત્રેનકરતાં સંસાર સુધારા વાળાઓનું શુંમત છે તે તપાસીએ. સંસંસાર સુધારવા વાસ્તે બી અને મૂળ સ્ત્રી છે અને તે સુધરવાથી સંસાર બેશક સુધરશે એમ સર્વ કોઈનુ માનવું છે. અને

" કહેનેપોલીયન દેશને કરવા આબાદાન
સરસ રીતતો એજ છે કે દો માતાને જ્ઞાન "

વિશ્વમાં જે દેશની સ્ત્રીઓ અને અજ્ઞાન અને પશુવત હોય તે દેશકોઇપણ દીવસ ખ્યાતી પામી શ્રેષ્ઠતા પામે એમાનવુંજ ભૂલ ભરેલુ છે.

પ્રાચીન કાળના રોમ, ગ્રીસ, અને અર્વાચીનકાળનાં ઇંગ્લાંડ અમેરિકા વીગેરે સ્થળો જોઇશું તો સહજ માલમ પડશે કે તેઓની આબાદાનીનુ મુખ્ય કારણ તેઓનો સંસાર છે.. સંસાર સારો છે તો રાજ્ય પણ સારી સ્થીતિએ પહોંચ્યાં છે. આર્યવર્તને સુધરવાનો મુખ્ય માર્ગ એજ છે. અને તેજ મતથી વારંવાર અમે સ્ત્રી કેળવણીના વિષયો ચર્ચાવીએ છીએ સ્ત્રી કેળવણીનો વિષય ઘણો ગહન છે અને હજુ આટલા કાળ પછી પણ વિદ્વાનો તે વિષય ઉપર એક મત થયા નથી. શરૂઆતમાં હમેશ અનેક પ્રયોગો થાય છે અને તે નિય-

મને અનુસરી વિવિધ પ્રકારની કેળવણીના પ્રયોગો આપણા દેશમાં થયા છે. હવે એ પ્રયોગો જોઇ, અનુભવ લઇ, ગ્રાહ્ય વસ્તુનું ગ્રહણ કરી હાનિકારકનો ત્યાગ કરવો એ અગ્રેસરોનું કર્તવ્ય છે. કેટલાક વખતથી અગ્રેસરોના મનમાં એક મોહોટી ભૂલ રમી રહેલી છે, અને ઘણાખરા સુધારાકો સ્ત્રી કેળવણીશું છે તેનો યોગ્ય વિચાર પણ કરતા નથી. શાળાઓમાં અભ્યાસ આપવો એને કેળવણી કહી સ્થાપવામાં આવે છે અને જે ભૂલ અને ખામી બાળકોના શિક્ષણ વિશે જોવામાં આવે છે તેજ ભૂલો આ ધોરણમાં જોવામાં આવે છે. સ્ત્રી શિક્ષણ અને સ્ત્રી કેળવણી એ બંને શબ્દોનો લોકો મિશ્ર અર્થ કરે છે અને સ્ત્રી શિક્ષણ (learning) એજ સ્ત્રી કેળવણી (education) એમ માને છે. ખરૂં છે કે હમેશ કેળવણી શિક્ષણ દ્વારા મળે છે પરંતુ શિક્ષણ મેળવવું એજ કેળવણી મેળવવી એ ધારવું ભૂલ ભરેલું છે. આ ભૂલ છોકરાઓની શાળામાં ચાલે છે. અને સ્ત્રી કેળવણી વિશે જારી રાખવામાં આવી છે.

કાળ જતાં આ ભેદ સર્વની નજરમાં આવ્યો છે અને તે જોઇને અત્રેની ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ સ્ત્રીકેળવણીની બાબતમાં પોતાનું પ્રથમ ધોરણ મુકી દઈ બીજો રસ્તો લીધો છે- ગુ. વ. સોસાયટી આંજકાલ કરતાં પચાસ ઉપરાંત વર્ષ થયાં સ્થાપેલી છે. ગુર્જરભાષાને ખીલવવી અને ગુર્જરભાષાનો યોગ્ય પ્રચાર દેશમાં થાય તે સાથે છોકરાઓની અને સ્ત્રીની કેળવણી ઉપર લક્ષ આપવું એવી રીતના કામનો બોજો સોસાયટીના સભાસદો ઉપર નંખાયલો છે. પ્રથમ બે વિષયો સંબંધી ટીકા ભવિષ્ય ઉપર રાખી પ્રસ્તુત વિષયનીજ વાત કરીયે. સોસાયટી તરફથી હમેશ સ્ત્રીઓ પાસે ભાષણ કરાવી ઇનામો આપવામાં આવતાં અને તે રીતે સ્ત્રી કેળવણી અપાય એમ મનાતું. હવે હરેક સમજુ માણસ એમ તરતજ કહેશે કે આધુનીક સમય જોતાં સ્ત્રીઓએ ભાષણ કરવા જવું એ અસંભવિત વાત છે. આપણા દેશની રૂઢીપ્રચાર પ્રમાણે એવા અવસરો મળવા ઘણા મુશ્કેલ છે. અને મળે તેનો સદુપયોગ પણ થતો નથી. કોઇએ લખી આપેલાં ભાષણો મોઢે કરી બોલી જવાં અને તેમાં ફતેહ પામી ઇનામ મેળવવાં એ રીત ઘણું ખરૂં ચાલતી. આ રીતિની ખોડ જોઇ જે નવી યોજના ગુ. વ. સોસાયટી એ હાલ બહાર પાડી છે તે વાસ્તે અમે સોસાયટીને અભિવંદન આપીએ છીએ. સ્ત્રીયોને તેમના ઘર સંસાર સંબંધી પુસ્તકો વંચાવી તેમાં પરીક્ષા લઈ યોગ્ય લાગે તેને ઇનામ આપવું એનાથી સરસ રીત કઇ કહેવાય? આ પગલું જોઇ એમ કહી શકાશે કે હવે આટલા અનુભવ પછી ગુ. વ. સોસાયટીએ સ્ત્રી કેળવણીનું બંધારણ પાયાથી શરૂ કરવાનો પ્રયાસ કર્યો છે. બાળાઓને સંચામાફક ભણાવી ગણાવી લખતાં વાંચતા શીખવી સારી ભાષા બોલતાં શીખવી, સારાં કપડાં પહેરતાં ઓઢતાં શીખવી પુસ્તક પંડિત જેવું જ્ઞાન અર્પી સંસારથી વિરક્ત રાખવાની જે રીતિ આજ લગી ચાલતી આવી છે તેમાં આ સુધારો થયેલો છે અને હવે એ દીશામાં સુધારો લઇ જવાથી નિશ્ચય ફાયદો મળી ધારેલો અર્થ પાર પાડશે. સંસાર સુધારા અર્થે સ્ત્રીકેળવણી આપી અને તેજ કેળવણી દ્વારા સ્ત્રીઓને સંસારથી છુટી પડવા દેવી એ મોટી ખોડ હાલની કેળવણીમાં જોવામાં આવે છે. સંસારનું મૂળ સ્ત્રી છે અને તે સંસારમાં તેનું શું અવસ્થાન છે તેજ કેળવણી દ્વારા ન સમજાવવું એ કેળવણી કેવી કહેવાય? પતિ પ્રત્યે પુત્ર પુત્રી પ્રત્યે સગાંવહાલાં પ્રત્યે અને આસપાસના સર્વ કોઇ પ્રત્યે પોતાની ફરજે શું છે તે ન સમજાવતાં ફક્ત બાહ્યવસ્તુનું જ્ઞાન આપવું એ કેવળ ભૂલ ભરેલું છે. પોતે શું છે. શાવાસ્તે જન્મી છે, અને પોતાનું

શુ કર્તવ્ય છે તેજ સ્ત્રીને સમજાવવાનુ છે. અને તેની ખરી કીમત શુ વ સોસાયટી એ જાણી છે એમ એમના સુધારા ઉપરથી કહી શકાશે સસારના બે અગ છે સ્ત્રી અને પુરૂષ બને અંગને ભિન્ન ભિન્ન ક્રિયાયો કરવાની છે અને જો એ ક્રિયાઓનુ મિશ્રણ થઇ જાય તો ભયકર પરિણામ આવેજ. માટે હમેશ પ્રત્યેકને પોતાની ક્રિયા વાસ્તેજ તૈયાર કરવુ એજ સુરસ્તો કહેવાય એમ છતા કુટુબને પોષણ કરવા જીદગીની લડતમા લડનાર પુરૂષનુંશિક્ષણ અને કેળવણી, સસારમા પતિના સુખદુઃખમા ભાગ લઈ નાન સીધે રસ્તે ઉતારનાર સ્ત્રીને આપવામા આવે તો વિરૂદ્ધ પરીણામ આવેજ, માટે સ્ત્રી કળવણીના બધારણમા પુરો ફેરફાર કરવાની જરૂર છે કન્યાશાળાઓના પુસ્તક તથા તેમની ચોપડીઓ ઇનાહદી ઘડી કાઢવી અને ગૃહવ્યવસ્થાનું યોગ્ય જ્ઞાન આપવુ એજ સ્ત્રી કેળવણીના હીમાયતીની ફરજ છે આ કાર્ય કર્યા પછી સોસાયટી કેટલા સભાવિત ગૃહસ્થોને ઇનામ આપી આવી રીતના પુસ્તકો ઘડાવશે એવી અમે વિનતી કરીયે છીએ સોસાયટીના તાબામા કન્યાશાળા પણ છે એટલે એવા પુસ્તકોનો પ્રયોગ તે શાળામા સહેલાઇથી થઈ શકશે. આવા પુસ્તકોમા વિવિધ ગૃહ સસારની વાતો અને પાઠો લખાયલા હોવા જોઇએ વળી વધારામા Domestic Economy ( વ્યવહારીક અર્થશાસ્ત્ર ) ઉપર વિશેષ લક્ષ અપાવુ જોઇએ હાલની કેળવણીમા સૌથી મોટી ખોડ એજ છે કે કેળવણી પામેલી સ્ત્રી પોતાના ઘર ખરચના વહીવટ કરવામાં જરાયે પણ શક્તિવાન હોતી નથી આથી એ ઉપર પણ લક્ષ વધારે આપવાની જરૂર છે કેળવણીની શાળાઓમા પણ ફેરફાર કરવાની જરૂર છે ઇશ્વર કૃપાથી આપણા દેશમા બાળાઓની સખ્યા પુરૂષ કરતા વધારે નથી પણ જો એમ હોય તો નિર્વાહાર્થે વિવિધ ધધા શિખવવાની પણ ફરજ પડે આ સર્વ કારણથી હાલના ધોરણમા ફેરફાર કરવાની જરૂર છે અને ખરા રસ્તા ઉપર પહેલુ પગલું ભરીશુ વ પ્રથમ પ્રયોગ સોસાઇટીએ કરવા માડયો છે. અને તે પ્રયોગ જારી રાખી ભવિષ્યનું મોટુ કામ પણ ઉપાડી લેશે એવી આશા છે આ ઉપરાત હાલની સ્ત્રી કેળવણી વિશે બીજા અનેક સુધારાની જરૂર છે તે સર્વનો યોગ્ય વિચાર મર્હુમ દીવાન બહાદુર મણીભાઈ જસભાઇના સ્ત્રી કેળવણીના પુસ્તક વિશે કરવામા આવ્યો છે એ સર્વ બાબતો ઉપર લક્ષ અપાઇ તેમાં બતાવેલા સુધારા ધ્યાનમા લઈ પુરૂષની કેળવણી સાથે સ્ત્રી કેળવણીના સુધારાનુ મહાન કાર્ય સોસાયટી હવે ઉપાડી લેશે અને હાલના ખતીલા અને હુશીયાર સેક્ટરી તે કાર્ય પાર પાડશેજ. છેવટમાં દરેકાઈ બાળાને આ નવી યોજનાનો લાભ લેવા આગ્રહ કરવામા આવે છે આ પ્રમાણે સ્ત્રી કેળવણી સુધારો અને તે સાથે હીંદુ લોકનો સસાર પણ સુધરો સસાર સુધરતા રાજ્ય અને મહત્વતાની પરાકાષ્ઠાને પામશે



# संसार प्रतिबिम्ब.

સાક્ષર શિરોમણી શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી બી. એ. એલ. એલ. બી.

## ૪. નાનાત્વ.

અહો જગત ! તું વિરોધી ગુણનું ભરેલું ભાસે !
વિરોધ ત્હારા જોઈ જોઇ, પામર બુદ્ધિ થાકતી
પડે આખડી; શાઠ્ય ત્હારૂં શી રીતે ભોળાં
એક રંગ જોનારાં નયનો સમજી શકે કદિ ?
સહસ્ર ઉરધર શેક્સપીયર જનઉરજ સમજ્યો
પણ જનઉર સમ અગણિત ઉરમય તુંને સમજવા
શક્ત કોણ દીસે ? તડિત સમ દિગન્તમાં હિંચે
તું; તે જોઇ જનો નેત્ર મીંચે !
અણુસમ નયને વિશાખસૃષ્ટિ સમાઇ રહેતી,
અણુસમ ઉરમાં વિભુતા વિભુની સમાઇ રહેતી;
વિભુ વિશ્વમાં નહિ માતો જન ગોચર સીમા
તજી તજી નાસે વિભુના પ્રભુની પ્રભુતા શોધે,
સુવર્ણ અંડ ભેદી બ્રહ્માએ વ્યાપી વિશ્વમાં
નિજ વિભૂતિમય વિશ્વ કર્યું ન કર્યું વા હોશે:
પરંતુ હેમનુ ! એ કૃતિનો કરનારતું નક્કી:
ફોડી ફોડી પ્રત્યક્ષ સીમાણુ તું બ્હાર નીકળતો
ચળનારામાં નારાયણ સમ ચળ સંસારે
વ્યાપી રહે ને સુતો સુતો વળી ઉંવે જાગતો
અનન્તતામાં ગુંથાઇ રહેતો; નિજ કલ્પિત કો
સૃષ્ટિ તેને રંગી સ્વરંગે
વધૂ વધૂ ફુલે; વિભુજગ અણુઉરે ઝુલે:
જુદાં કે એક એ બે તે ? જુદાં પણ એક એ અન્તે !
'વધો ! વધો ! જગવધે વધે' ફરી આજ સુધારો
બુમ પાડતો સમુદ્ર ને ક્ષિતિ ઉપર રેલતો
મત્તમાની બની ખડખડ હસતો; શુમ્ભ બનીને
સ્થિર-ઉર-[illegible]-ન્યાસ-આર્યભૂ ઉપર સૂતેલો,
જોઇ સ્વપ્નએ મન્દ હસી જરી, મીંચે નેત્ર ફરી
અન્તર્નેત્રે સ્થિર બીજ જોતો એ સઉનું:
અસ્થિરમાં સ્થિર ! ગ્રીસ યાહુદી રોમ ગયાંને
જશે જંગલાં, તો પણ સોડો તાણી સુતેલો
સુતોજ રેશે ! અણુ પરમાણું, કારણ કાર્યો,
વીજળી, રવિકર, [illegible]ટો, બેકન. ને મિલ ઝાઝા
જશે [illegible]વશે: તે સઉ મધ્યે સ્થિર સત્વકો
છે તે રહેશે;
અહે વિશ્વ ! ત્હારા વિરોધી ઢંગ શા આવા ?
હરે ! આ વાજ તો આવા ! નભે ત્યાં સુધી નભનારા !

## નવલકથા.

### પ્રકરણ. ૫

(અનુસંધાન પૃષ્ટ. ૨૬૮ થી:)

### અવંતિસુંદરી.

ગ્રીષ્મરૂતુના પ્રાતઃકાળના પ્રહરે ગુલાબી ઠંડી વાતી હતી. પવન મંદવાઇ શિતળતાથી મનને આનંદ કરતો હતો. અને આસપાસના બાગ બગીચાઓમાંથી તથા મલ્લિની લીલોતરીમાંથી સુગંધી ચોરી સ્પર્શ કરનારા હર કોઈ પુરૂષ કે સ્ત્રીના હૃદયને પ્રફુલ્લીત કરતો. આ સમયે ગર્વેરાય પ્રાતઃકાળમાં ઉઠી બંગલાની આસપાસ ફરતો હતો. ફરતાં ફરતાં પોતાના બંગલાની પાસે આવેલા એક વિશાળ અને ભવ્ય બંગલાની આસપાસ મોટો ફરતો બગીચો હતો તેમાં પેઠો. બગીચો ઘણા ખરચે બનાવેલો હતો અને તેમાં હરેક પ્રકારના ફુલ ફળ ઝાડ વગેરે રોપવામાં આવેલાં હતાં બગીચો બંગલાની શોભા વધારતો અને મહેલ જેવા બંગલાથી બગીચો પણ ભવ્ય લાગતો. બન્ને એક એકની ખોડ પુરી કરતા એટલે આસપાસની મલ્લિની શોભા સાથે મળીજઇ કંઇ સ્વર્ગીય સ્વપ્નનું ભાન કરાવતા. આસપાસ મોગરા અને ગુલાબની વાડો કરવામાં આવી હતી એટલે સર્વત્ર હરેક પ્રકારના ગુલાબ જોવામાં આવતા. ગુલાબ ને મોગરાની એવીતો સળંગ હાર હતી કે એક ગુંથેલી માળા જેવું ભાસતું. ગર્વેરાય બાગમાં પેઠો અને આગળ ચાલ્યો. આગળ ચાલતાં થોડેક દુર એક લતામંડપ હતો. લતા મંડપના ઝાડોમાં અગણીત પક્ષીઓ બોલતાં અને ઉડતાં તેનો અવાજ થતો. આ અવાજ પાસે આથે વહેતા ઝરાનો ધીમેનાદ મળી જતો. સર્વત્ર સૃષ્ટિની લીલા લહેર જણાની અને અદ્વિતીય સુખ મળવાનાં આગામિક ચિન્હોરૂપ આ સર્વે ભાસતું. આ સર્વે ક્ષણએક ગર્વેરાય સ્થીર નજરે જોઇ રહ્યો અને આંખી-રવા વિચાર કર્યો. પરંતુ બાગની શોભાએ તેને અગાડી દોર્યો. અને અણજાણે આગળ આગળ ચાલતો ગયો. આમ તેમ ફરી થોડીવાર થઇ અને છેવટે લતામંડપમાં ફક્ત જોવાની ઉત્કંઠાથી પેઠો. પેસતા વારજ એકદમ તેના શરીરમાં કાંઈ નહી અનુભવેલો એવો આચકો લાગ્યો. સામે એક વાંકી સુકી વેલાની ખુરશી જેવું બનાવેલુ હતું. તે ઉપર એક સુંદર અબળા હાથમાં ફુલની છાબડી લઈ ગુંથતી બેઠી હતી.

લતામંડપમાં કોઇ સ્વર્ગીય અપ્સરા બેઠેલી હોય એમ ભાસ્યું. પાછળથી ઝાડમાંથી સૂર્યના પ્રતિબિંબો તેના મ્હોં ઉપર તેજ નાંખતાં એટલે મ્હોં ઉપર કાંઇ તેજના પ્રકાશના ગોળાકારનુ ભાન થતું અને બાગની શોભાજોઇ લો ભાઇ કોઈ દિવ્ય સુદરી ઉપરથી ફુલ તોડી ગજરો બનાવવા ઉતરી આવી હોય એમ લાગતું

"શું સુંદરતા! સુંદરતાની પરીસીમા. ફક્ત સુંદરતાથીજ ઘડેલી. પૃથ્વીમાં આવી સ્વર્ગીય સુંદરતાવાળી સ્ત્રી જડે નહીંજ. ખરે ઇશ્વરે સુંદરતાનો એક નમુનો પૃથ્વી ઉપર મોકલી આપ્યો છે" ગર્વેરાય આમ વિચાર કરતો ઓભો ઉભો રહ્યો આ બાળા આ બંગલાના ધનાઢ્ય શેઠની પુત્રી હતી. સાધારણ સ્ત્રી સમૂહની સાથે સરખાવતાં તેનુ કદ મધ્યમ હતુ. તેનુ મસ્તિક નાજુક અને સુંદર હતુ. અને તે એક પાતળી ડોક ઉપર એવીતો મનોહર રીતે વિરાજમાન થયેલું હતું કે તેથી તે હતી તેના કરતાં વધારે ઉંચી દેખાતી હતી. શરીરના બીજા અવયવ જેવાં જોઇએ તેવા અને જે કદનાં જોઇએ તેવાં હોવાથી શોભામાં વધારો કરતા તેની ચામડી શ્વેત પારદર્શક અને શોભાયમાન હતી અને તે સાથે વધારામાં મુખ કમળ ઉપર ગૌરવર્ણ અને ગુલાબી રંગનુ મિશ્રણ થવાથી લાવણ્યતા અધિક દેખાતી; આંખ મોટી કાળી અને ચળકતી હતી તેથી ઉપરનાં કાળી રેશમ

તેમ ફરતા અતિ મનોહર વિચારવાળા દિવ્ય સરોવર જેવી તે લાગતી. માથાના કાળાવાળ કમરથી પણ નીચે આવતા; વાળ હોળતી ત્યારે તે વાંકો સેંતો પાડતી તેથી વળી આવા સકાદાર મુખની શોભામાં વધારો થતો ઉંચી ડોકમાં તે ફકત એક મોટા મોતીની માળા ઘાલતી અને હમેશ પોતાના પોલકાના જમણા પાસેના ખુણામાં એક નાનું સરખું લાકીટ ખોશી રાખતી. આ લોકીટ ઉપર એક મોટો હીરો જડેલો હતો જે તેના શ્વાસો શ્વાસ સાથે હજાર રંગમાં ઓપતો હતો. દાકતરના કાગળથી ગભરાયલી અરવિંદાને પોતાના સુંદર ગાયનથી જે બાળાએ ઠેકાણે આણી સાંત્વન આપ્યું હતું તે આજ હતી. એના પિતા કાંતિરાય મોટા ઝવેરી હતા. દેશ પરદેશથી ઝવેરાત મંગાવી, મોકલી પુષ્કળ ધન એકઠું કર્યું હતું. કાંતિરાયને બે પુત્ર હતા. પુત્રપછી ઘણાવર્ષને અંતરે પુત્રી થઇ અને તેથી સહજજ પુત્રી ઉપર માતપિતાને તેનું હાલ વધારે હતું. બીજા હમેશ માત પિતા પુત્રીની સુંદરતા જોઇ હરખાતાં અને બાવાનું કોઈને પૃથ્વીમાં આવું સુંદર પુત્રીરત્ન નહીં હોય એમ માનતા. આથી તેઓએ તેનું નામ અવંતિસુંદરી પાડયું હતું. અથાગ લક્ષ્મી અને અત્યંત સુખને લીધે અવંતિના પિતાએ હરેક પ્રકારનું શિક્ષણ અને હરેક પ્રકારની કેળવણી તેને આપવા ધારી હતી. ન્હાનપણથીજ તેને વિવિધ જાતના શિક્ષણો આપવામાં આવ્યાં હતાં. શિક્ષકો રાખી ભાષાઓ શિખવી હતી. અને ભરતાં ગુંથતાં, ચિતરતાં, ગીત સંગીત વાદ્ય વગેરે હરેક પ્રકારની કળાઓ તેને આવડી હતી. સ્વભાવે ચંચળ હતી એટલે જે શિખતી તે ભૂલતી નહીં અને ઝડપથી અઘરામાં અઘરો વિષય સમજતી. આ સાથે ધાર્મિક વિષયો ઉપર પણ ધ્યાન અપાયું હતું અને શાસ્ત્રી પુરાણી પાસે શાસ્ત્ર વગેરે શીખવવામાં આવ્યું હતું. અને તે ઉપર તેનું લક્ષ સાથી વધારે દોરાયું હતું.

કાંતિરાયનો વાસ ઘણા વર્ષથી મુંબાઇમાં હતો એટલે સારા સુધારાવાળા ગૃહસ્થોની સાથે તેમની બેઠક હતી. પોતે સુધારાના મતના હતા અને સંસાર સુધારામાં ખંતથી ધ્યાન આપતા. પુત્રીને મોટી પરણાવવી અને તે પણ વળી યોગ્ય વર મળે ત્યારેજ પરણાવવી એવો તેમને નિશ્ચય કર્યો હતો. આથી કરીને રૂઢીને રીવાજો વિરૂદ્ધ તેમને પોતાની પુત્રીને પરણાવ્યા વગર સતર અરાઢ વર્ષની થવા દીધી હતી. ઉંમર લાયક થયાં પછી એકએવાર અવંતિને એક બે યુવાન સાથે લગ્ન કરવા સંબંધી વિચાર પુછ્યા હતા અને તેના જવાબ અવંતિએ ઉડાવ્યા હતા. પાછળથી વધારે એ બાબતમાં દબાણ કરવામાં આવ્યું નહતું અને તે જોઇ અવંતિ મનમાં સંતોષ પામતી. પિતાએ શિખવેલી કળાઓનો સદુપયોગ કરી તેમાંજ મગ્ન રહી કાળ કાઢતી તે બોલતી ત્યારે તેની ભાષા અને વિનય સર્વને મધુર લાગતાં અને આથી ઘરમાં સર્વની માનીતી થઈ પડી હતી. ઘરમાં તેને પુછ્યા વગર કોઈ પગલું ભરતાં નહીં અને પોતે પણ કોઇ દીવસ અયોગ્ય સલાહ આપતી નહીં. ભાઈભોજાઇ સાથે બનાવ રાખી સગાં વહાલાંની સરભરા કરતી. કામ કરતાં બાકી રહેલો વખત ધર્મશાસ્ત્રના અધ્યયનમાં કાઢતી. હમેશ પ્રાત:કાળમાં ઉઠી બાગમાં ફરી મનગમતાં ફુલ હાથે તોડી હાર ગજરા બનાવતી.

ગર્વરાયને જોઈ પોતે પણ ઉભી થઇ અને વિનય પૂર્વક બેસવા આગ્રહ કર્યો. ગર્વરાય બેઠો નહીં અને જતા રહેવું અયોગ્ય લાગવાથી ઉભો હતો ત્યાંજ ઉભો રહ્યો. આખરે અવંતિએ સાથે પોતાની બંગલા તરફ ચાલવા વિનંતી કરી અને તે પ્રમાણે ગર્વરાયે ચાલવા માંડ્યું. ચાલતાં એક અંધ પુરૂષને બીજો જેમ દોરે તેમ તે અવંતિથી દોરાવા લાગ્યો. પાછળ પાછળ ચાલ્યો ગયો.

પોતાના મનના દૃઢ નિશ્ચય કે વિચાર વગર કોઈ પણ અંતરના જોરથકી તેની પાછળ દોરાયે ગયો. સુંદર પથરના બંગલામાં પગથીયાં ચઢી વચલા દીવાન ખાનામાં પેઠો. ત્યાં ન બેસતાં તેની પાછળ છેક ત્રીજેમાળલગી દોરાએ ગયો અને છેવટે દાદરા પાસે એક મોટો ઓરડો હતો તેમાં પેઠો. ઓરડો કીમતી ફરનીચરથી ભરપૂર હતો એક તરફ વાજું સતાર વગેરે પડેલાં હતાં; બીજી તરફ એક સ્ટેન્ડહતું તેપર કપડું ઢાંકેલું હતું. ઓરડામાં પહોંચતાંજ હાથના ઇસારા વડે ગર્વરાયને બેસવાનું કહ્યું અને બેસાડી એકદમ ચાલી ગઇ. થોડીવારમાં પાછી આવી અને સાથે ચાકરના હાથમાં ચ્હા વગેરે લેવડાવતી આવી; અત્યાર લગી બને જણ વચ્ચે કાંઇજ વાત નહોતી થઇ. આખરે અંવતીએ પોતાને હાથે ચાનો પ્યાલો કાઢયો અને ગર્વરાય તરફ સવિનય ધરી 'લેશોજી' એમ ઝીણા ઘંટડીના નાદથી બોલી. ના શું કહેવાય! એકદમ જરા ઉઠી ગર્વરાયે હાથમાં પ્યાલો લીધો અને લેતાં લેતાં ધીમે ન સંભળાય એ સ્વરે "થેંક્યુ" બોલ્યો. પ્યાલા લઇ બનેએ પીવા માંડયા ને અંવતિએ ફરીથી વાત શરૂ કરી "આપ મારા પડોશીછો અને આપ અત્રે પધારશો એવી મને બે માસ ઉપર ખબર મળી હતી હું આપને ત્યાં મળવા આવત પણ પરિચય નહોતો એટલે હીમત ન ચાલી હવે આપના પીતાજીની તબીયેત તો સારી થઇ હશે."

ગર્વરાયને પોતે અહીં આવવાનો તેને બે માસ ઉપર ખબર પડયાનું સાંભળી આશ્ચર્ય લાગ્યું પણ તે પુછવાની હીમત ન હતાં ફકત તબીયત સારી થયાનો જવાબ આપી ચૂપ બેઠો.

---

## સ્ત્રીઓ માટે ખાસ.

"આપણેતો જવાનાં. તમને ન ગમતુ હોય તો તમે ન આવશો. આટલી બધી તજવીજ કરીજ હમણા આ દાગીના મગાવ્યા, આ કપડાં મગાવ્યાં અને લગનમાં ના જઇએ?" સારા શણગારેલા દિવાનખાનાના એક ખુણામા પડેલા કોચ ઉપર સુતે સુતે શેઠાણી બોલ્યાં.

"ના! " એવા મેતાનના ચરકામાં જવાનુ કાંઇ કારણ નથી. ત્યાં આગળ હજારો જાતનાં તોફાન થશે અને તેમાં કેઇ વખત શું થશે તે કાંઈ કળાય નહિ!" શેઠે અરધે ખીજવાયેલે મોઢે જવાબ દીધો અને દમામભેર આરામ ખુરશી ઉપર લાંબા પગ નાંખી સૂતા.

શેઠની ઉમ્મર પચીસેક વરસની હતી અને તાજાજ પરણ્યા હતા, તેમના બાપ બે ત્રણ મીલોના એજન્ટનું કામ કરતા હતા અને પૈસે ટકે સુખી હતા, તોપણ નાનપણથી છોકરાને સારો ભણાવ્યો હતો, તેમજ પોતાના ધધામાં પણ સમજણ પાડી હતી. આપણા શેઠની બાવીશ વરસની ઉમ્મર થતાં તેમના બાપ ગુજરી ગયા અને આપણા શેઠે તેમનુ કામ ઉપાડી લીધું. આપણા શેઠ સર્વે વાતે હુશીયાર ગણાતા હતા. પોતાના કામ કાજમાં કુશળ હતા જાહેર ભાષણોમાં અને જાહેર કામ કરવામાં હમેશ આગેવાની કરતા અને અત્યારે અમદાવાદમા પાંચ માણસમાં એમનુ લેખું થતું હતું. સુધારાના સાથી ગણાતા અને ભણેલાં ચપાગવરી સાથે તેમણે લગ્ન કર્યું હતું. લગ્ન થયા પછી મતભેદ થવાનો આ પહેલોજ પ્રસગ હતો.

"મને ન જવા દેવાનુ કારણતો એટલુંજ ને. વખતે તોફાન થાય અને મને કાંઈ ઇજા થાય એટલાજ વાસ્તે મને રોકોછો ને." શેઠાણી કોચ ઉપર બેઠાં થયાં અને શેઠ સામાં ફરી લાંબી તકરારનુ પહેલું વાકય સખત કરતાં હોય તેવાં દેખાયાં.

"એ મારે નકામી માથાફોડ ના જોઇએ તમારે ચપાગવરી શેઠાણીને, વંડોદરે શેઠને ત્યાં લગ્નમાં જવાનું નથી." શેઠે ખીજવાઇ જઇ, દરેક શબ્દ ઉપર ભાર મૂકી, હુકમ કર્યો.

"ત્યારે સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાનાં

ભાષણ કરતા હતા તે બધાં જુઠાં કે ?" ચંપાગવરીએ ધીમા પણ ઠરેલ અવાજે પૂછયું.

"જ્યાં સ્ત્રીઓનું મગજ કામ ન કરી શકે તે ઠેકાણે પુરૂષે સ્ત્રીનું કર્તવ્ય બતાવવાનું છે અને સ્ત્રીએ તે પ્રમાણે વર્તવું જોઇએ." શેઠે ટુંકામાં પતવ્યું.

ચંપા એકદમ હસી પડી અને બોલીકે "ત્યારે તો કાંઇ અડચણ નથી. આ બાબત એવી કઠણ નથી કે હું ન સમજી શકું. ચાલો ત્યારે મારે જવાનું તો નક્કી તમે પણ આવશો ને ?"

"મોહનલલાલ નહીં આવે, ચંપાને જવું હોય તો જાય." શેઠ ત્યાંથી ચાલ્યા ગયા. બીજા ખંડમાં જઇ નોકરને સામન બાંધવા હુકમ કર્યો. સામન બંધાયો અને સાંજના સાડા છ થતાં શેઠની ગાડી આવી ઘર આગળ ઉભી. શેઠાણી કોચ ઉપરજ પડી રહ્યાં હતાં તે ગાડીનો ગડગડાટ સાંભળી ઉઠયાં અને જોડેના ખંડમાં ગયાં. શેઠ નિકળતા હતા અને નોકરના હાથમાં સામન હતો. "ક્યાં જાવછો ?" ચંપાએ પૂછયું.

"ફાવે ત્યાં" કહી મોહનલાલ શેઠ ચાલતા થયા.

ચંપા તરત તો થોડીવાર ગુંચવાઇ અને વિચારમાં ત્યાંને ત્યાંજ ઉભી રહી. થોડીવારે પોતાની મેડીમાં ગઇ અને ખાધા પીધા વગર સૂઇ ગઇ. બીજે દિવસ પણ એવીજ રીતે, બોલ્યા ચાલ્યા વગર, ખાધું નખાધું કરી કહાડયો. સાંજના પોહોરમા ચંપા ઉંડા વિચારમાં પડેલી જણાઇ અને તેમાંથી જાણે જાગી હોય તેમ એકદમ નોકરને બુમ પાડી અને તે આવી.

"મેના, આ ટેબલ ઉપર પડેલી પેટી લે અને મોતીલાલ મુનીમને કહે કે આ પેટી આજને આજ શેઠને પારસલ કરી મોકલવાની છે, વાસ્તે તેને બાંધી તૈયાર કરી શરણામું લખી મારી પાસે મોકલી દો" અડધા કલાકમાં હુકમનો અમલ થયો અને બાજા અડધા કલાક પછી મેનાને, ગામ જવા વાસ્તે સામન તૈયાર કરવાનો હુકમ થયો. વખત થયે શેઠાણી પોતાની બે ઘોડાની ગાડીમાં બેસી સ્ટેશન તરફ રવાને થાય.

પેહેલે દિવસે રાતેજ શેઠ ગુસ્સામાં ને ગુસ્સામાં ડુમસ ગયા. અને આખી રાત ઉજાગરો કરી સવારના પાંચ વાગતે પોતાને બંગલે પહોંચી ગયા. બરોબર ઉંઘાયું નહીં અને બીજે દિવસે બરોબર ખાધું પણ નહીં. આખો દિવસ સુમજેવા બેસી રહેવામાં અને નોકર ઉપર ચીડીયાં કરવામાં કહાડયો. સાંજના દરિયે ફરવા ગયા અને એક એકાંત જગાએ બેઠા. મનમાં એક પછી એક વિચાર આવવા લાગ્યા, "આ બાબતમાં મેં નકામી તકરાર કરી. મારો પણ જવાનો વિચાર તો હતો. વડોદરાના શેઠ જોડે આપણે આટલી ઘરવટ અને તેણે બીચારાએ આટલો આગ્રહ કર્યો હતો ! વળી એને વાસ્તે દાગીના કપડાં વિગેરે પણ જલદીથી મંગાવ્યાં અને આવી જુજ બાબતમાં એનું મન દુખાવ્યું. પણ એતો આખરે ગઇને ! એશું એનો દોષ નહીં ? કેળવાયેલી સ્ત્રીએ એટલો વિચાર ન કરવો જોઇએ કે પુરૂષની મરજી પ્રમાણે વર્તવું ? મારૂં કહેવું ખોટું હોય તોપણ આવી મહત્વ વગરની બાબતોમાં મારી મરજી પ્રમાણે ચાલી, પછવાડેથી તે વીશે વાત કરવી જોઇએ. અત્યારે કાંઇ મુદ્દાની વાત હોય તો એના મતનું વિવેચન પણ કરીએ. પણ જ્યારે મુદ્દો નહોતો ત્યારે આરે પણ એનું મન ખુશી કરવું જોઇતું હતું. મને પણ ના કહેવાની એક ધુનજ લાગી તો ? ચાલો, હશે" એમ વિચાર ચાલ્યા કર્યા અને રાત પડતાં શેઠ બંગલે આવ્યા. બીજે દીવસે સવારે પણ શેઠને કાંઇ ચેન પડયું નહીં તેથી દરિયા કીનારે જઇ બેઠા. થોડીકવાર થઇ એટલામાં સીપાઇ ન્યુસપેપર આપી ગયો અને શેઠ વિચારમાં અને વિચારમાં ધીમે ધીમે

(૭૨૨૭)

ઉકેલ્યુ, ઉકેલતા એક, પાનુ માનમ પડ્યુ અને શેઠ મીયા ઉપર ખીજવાયા " એ, ક્યા, કાસે લાયા તુમ ",

" એનો સામ બડો કાહે બખઇકા નહી કહેતે કિ ગદોદેમે બડા નુકશાન હુના ' મી યાએ જવાબ દઇ ચાલવા માડ્યુ

શેઠે વાચવા માડ્યુ અને જરાક વાચતામા મોહોડુ ગભરાઈ ગયુ વાચતા જણાયુ કે વડોદરે શેઠને ત્યા લગ્ન પ્રસગે બહુ મોટી ધામ ધૂમ હતી, અને તે વખતે ગામ બહાર "રજી" વાડીના મેદાનમા મોટો માડવો બાધ્યો હતો ત્યા સાજના નાચ થવો હતો અને વરઘોડો પણ ત્યાથીજ ચઢવાનો હતો નાના મોટા, ગામના અને પર ગામના, ઘણા માણસો ભેગા થયા હતા સર્વનુ સરખી રીતે સન્માન થયુ હતુ તેથી ત્યા આગળ ગાડી ઘોડા અને બગીઓની ઠઠ જામી રહી હતી વરઘોડાન કાઢવાસ્તે પાચ સાત હાથી પણ આવ્યા હતા અહીં મીજલસ જામી રહી હતી અનેનાચ ચાલતો હતો, એટલામા એક હાથી એમએમ ગાડો થયો અને એક બીજા હાથી જોડે લડવા મડી ગયો, આથી કરી બીજા હાથી નાઠા અને ગાડીઘોડા ભડક્યા અને નાસ ભાગ થઇ બીજો હાથી લડતા હાર્યો તે દોડ્યો અને તેની પછવાડે ગાંડો હાથી પડ્યો બન્ને દોડતા દોડતા માડના સગાથે ભચકાયા અને માંડવો પડ્યો તેમા કાઇક સ્ત્રીઓ કાંઇક પુરુષો એમ ઘણા સારા સારા માણસો ચગદાઇ ગયા કેટલાક ઓળખાયા હતા અને કેટલાકતો ઓળખાયા પણ નહોતા અને ગામમા મોટો ત્રાસ વરતી રહ્યો હતો શેઠ પુરૂ વાચી રહ્યા એટલામાંતો માથુ ઘમ ઘમી ગયુ અને ત્યાથી લાગલાજ આડુ અવળુ જોયા વગર બગલે આવ્યા. બંગલામ પેસતાજ નોકરને બુમ પાડી, સીપાઇને બુમ પાડી, અનેગાડી મંગાવી કાઇ બોલી શક્યા નહીં અને કોઇને જવાબ પણ દીધો નહીં મગાવાની અદર બહાર ઉતાવળ કરવા માડી અને ક્યારે ગાડી આવે અને બેસુ એમ થયુ થોડીવારમાં ગાડી આવીને ઉભી રહી અને શેઠ પૂરા કપડાપણુ પેહેર્યા વગર જેવા હતા તેવાજ બારણું ઉઘાડી ચઢી બેસ્યા અને બુમ પાડી " ચાલ હાક સુરત જલદી ' પણ ગાડીતો કાંઇ ચાલી નહીં અને બારણુ ઉઘાડી એક સ્ત્રી ઉતરી ગઇ અને બીજી એક શેઠની જોડેજ બેઠેલી શેઠને લાગી તરતજ તેણે શેઠનો હાથ પકડ્યો અને રોઇ પડી " આમ કેમ ? શુ છે ? ક્યા જાવછો ! "

' ચપા ! ' અદ્વૈત પ્રત્યક્ષ થયુ

શેઠ શેઠાણી ગાડીમાથી ઉતરી પડ્યા અને બગલામા ગયા અ મ પરસ્પર ખુલાસા અપાયા અને આખરે ચપાએ કહ્યુ ' મારી ભૂલ થઇ મને મારો વિચાર દેખાડવાની સ્વતત્રતા છે તમારા સારા વાસ્તે મને જે સુઝે તે કહેવાની રજા છે અને તમારી જોડે વિચાર કરવાની છૂટ છે પણ તમારી જોડે લડવાને સ્વતત્રતા નથી તમારૂ કહ્યુ કરવાને હુ બધાયેલીછુ તમારૂ અને મારૂ મન એકજ રસ્તે જાય એ વિધાનુ માર્થક '

નિર્મળા

---

## પ્રાસંગીક નોંધ.

---

વિલાયતમા પાર્લામેન્ટના લીબરલ પક્ષની કોંગ્રેસ (સમાજ) ભરાઇ હતી રોમેશચન્દ્ર દત્તે હિંદુસ્તાન સબધી એક ઠરાવ રજુ કર્યો હતો તે એવો હતો કે હિંદુસ્તાનમા વારંવાર પડતા દુકાળથી આ સભા નાખુશ છે અને એ દુકાળ ખાલી શમાય તેમ છે તે દુકાળ ઓછા કરવાના ત્રણ સાધન છે પ્રથમ જમીન મેહેસુલ ઓછુ કરવુ બીજુ સર્વે સ્થળે પાણી પ્હોચાડવાના બાંધ કામ વધારવા અને ત્રીજા હીંદ-

નાની વસ્તુઓમાંજ આપણા દેશના લાખો રૂપીઆ જાય છે. એવી વસ્તુઓ બનાવવાનાં કારખાનાં અહીં નીકળે તો બેશક દેશને ઘણો ફાયદો થવા સંભવ છે. અને તેવા હુન્નરને શીખવા અત્રેથી જે કોઈ યુરોપ જઇ ત્યાંથી શીખી આવી, અહીં તે વસ્તુ બનાવવાનો ઉદ્યોગ કરે તો તે દેશને ઘણો મોટો ફાયદો કરનાર થઇ પડશે. હમણાં એવોજ દાખલો કલકત્તા ખાતે મળી આવ્યા છે. ત્યાંના એક બાબુ હરીપદે ચતરજી જાપાન જઇ પેનમીલ બનાવતું શીખી આવ્યા છે. અને કલકત્તામાં એક કારખાનું કાઢનાના છે. તેને વાસ્તે હાલમાં રૂ. ૬૦૦૦ ની થાપણથી તેમણે કામ શરૂ કરવાનું ધાર્યું છે. જે ધનવાન માણસોને બધી રીતે સવડ હોય તે પૈકી એકેકો માણસ એકેકો ધંધો શીખી આવે તો દેશને કેટલો ફાયદો થાય ?

* *

હાલનો જમાનો ફેરફાર અને દોડાદોડીનો છે. આખી દુનીયાં આગળ વધે છે અને હિંદુસ્તાને પણ પછવાડી ખેડગવા માંડયું છે. હિંદુસ્તાનમાં જુદી જુદી કોમો પણ આગળ દોડવાની ઉત્કંઠા બતાવે છે. અને આખરે ઘસઘસાટ ઉંઘનારા અમારા મુસલમાન ભાઇઓ પણ જાગ્યા છે. અલીગઢમાં તેમણે એક કૉલેજ સ્થાપી છે અને તેની આબાદાની વાસ્તે કેટલાક ગ્રહસ્થો પ્રયાસ કરે છે. તેમજ ઠેકાણે ઠેકાણે તેમની સભાઓ ભરાવાની ગોઠવણો થાય છે. થોડાજ વખત ઉપર સુરતમાં પણ તેમની મોટી સભાજ ભેગી થઇ હતી અને એકે અવાજે કેળવણી લેવી અને વધારવી અને તે હેતુ પારપાડવા વાસ્તે જુદે જુદે ઠેકાણે નિશાળો કાઢવાની તજવીજ કરવી વિગેરે કેટલાક ઠરાવ પસાર થયા હતા. ઘણી ખુશી થવાની વાત છે કે સ્ત્રીકેળવણી પણ સંભારવામાં આવી હતી અને તેને વાસ્તે પણ એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. આશા છે કે મુસલમાન ભાઇઓ કેળવાઇ બીજી કોમો જોડે દેશોન્નતિના કાર્યમાં સરખો ભાગ લઇ, અત્યાર સુધીમાં આવા કાર્યમાં એક તરફની પડતી મોટી ખોટ પુરી આપશે. આ સમાજને સર્વ રીતે ફતેહમંદ કરવા, તન મન અને ધનથી ઘણીજ મેહેનત કર્યા બદદલ નવાબઝાદા નસુરઉલાખાનને ઘણો ધન્યવાદ ઘટે છે.

* *

દરેક બાબતમાં હદપાર જવાય તો પરિણામ ખોટું આવે, પછી તે બાબત સારી હોય કે નરસી. સુધારો અને છુટ, એને પણ હદ હોવી જોઇએ. આનો શિખામણ લેવા લાયક દાખલો, એક પાશ્ચિમાત્ય દેશમાંથી મળી આવ્યો છે. પોલાન્ડ દેશના ઓચોલે નામના શેહેરમાં એક લગ્ન થયું છે. તેમાં વરની ઉમ્મર માત્ર ૮૮ વરસની છે. ઇશ્વર કૃપાએ તેનુ શરીર મજબુત છે. અને તેને પરણવાનો ઉમંગ ધરાવનાર સ્ત્રીની ઉમ્મર ૧૮ વરસની છે. લગ્ન પ્રસંગે આશરે બસે સદગ્રહસ્થો હાજર થયા હાજર હતા તેના સૌથી મોટા છોકરાની ઉમ્મર ૬૦ વરસની હતી અને સૌથી નાનાની ઉમ્મર ૪૧ વરસની હતી. વળી તે મેળાવડામાં આ ગ્રહસ્થનાં ૬૮ પૌત્ર પણ હાજર હતા. અને ૩૯ પ્રપૌત્ર પણ મોટા દાદાના લગ્નના સમારંભમાં ખુશાલી વધારવા આવ્યા હતા. ચોથી પેહેડીએ ઉત્પન્ન થયેલાં ૨૧ બાળકોને પણ પોતાના બાપના મોટા દાદાના લગ્ન વખતે હાજર રહેવું ઉચિત લાગ્યું., અને પાંચ પેહેડીએ ઉત્પન્ન થયેલાં ૪ બાળકોને આ સમારંભ જોવાનુ મન થાય એમાં કાંઇ નવાઇ જેવું નથી. પરણનાર જોડાનાં અને તેમને પરણાવનારનાં અને નાનાં મોટાં બધાં છોકરાંનાં સર્વનાં ધન ભાગ્ય સમજવાં.

*

# SNEHMUDRA NOTES.

READY FOR SALE

by

Jayantilal Maganlal Desai, B. A.

Specially meant for the University School Final Students

to be had

From

Messrs. N. M. Tripathi & co. Booksellers & publishers
Kalbadevi Road
Bombay.

Messrs. Ramchandra Govind & Sons. Booksellers
Bombay.

Messrs. Sakarlal Bulakhidass & co. Booksellers.
Ahmedabad.

Price annas twelve only.

---

જુઓ ! જુઓ ! ! જુઓ ! ! !

## કેવીમોટી લૂટ ચાલે છે.

# "જે, સી, વી, ફીવર પીલ્સ"

જુજ ખર્ચમાં ને થોડા વખતમાં તાવની બિમારીથી મુક્ત થવું હોય તો જરૂર જે, સી, વી, ફીવર પીલ્સ વાપરો જેથી ફરી સનેપાત, ઉથલોખાતો તાવ, ઈનફ્લુએન્ઝા સાદો લાંબી મુદતનો તાવ; ટાઈફાઈડ, તાવ, ઝેરી હવાનો તાવ, વિગેરે સઘળી જાતના તાવ ઉપર જે, સી, વી, ફીવરપીલ્સ લીધાથી તાબડતોબ અસર થાય છે. કીમત. દરેક બાટલીના આઠ આના. પેકીંગ પોસ્ટેજ જુદું.

જથા બંધ લેનારને પુષ્કળ કમીસન આપીસું. આ શિવાય દરેક જાતની વિલાયતી તેમજ દેશી દવાઓ અમારા દવા ખાનાનામાંથી મળશે. પત્ર વ્હેવાર નીચેના સરનામે.—

સુ. બોરસદ. જીલ્લે-ખેડા. } આર્ય ઔષધાલયના માલીક. ડૉ. જીવણલાલ છગનલાલ જે; સી, વી,

શુદ્ધ વનસ્પતીનું.

# કામદિપોતેજક ચૂર્ણ.

ફક્ત પુરૂષો માટે.

## ચમત્કારી દેશી ઔષધ.

### ધાતુપુષ્ટિ માટે અકશીર દવા.

આ ચુરણ ધાતુપુષ્ટી માટે એક અતી ઉત્તમ ઉપાય છે, પુરષો અને વિદ્યાર્થીઓએ આ દવાનો ઉપયોગ કરવાથી તેઓના શરીરમાંથી નબળાઇથી ઉત્પન્ન થયલા બધા દર દોનો નાશ કરી, શરીરના દરેક અવયવ પુષ્ટ બનાવે છે, આંખે આવતા અંધારા, માથાનુ દુખવુ, કમરનુ દુખવુ, પીશાબ મારફે ધાતુ જવી, યાદદાશ્ત શક્તિ ઓછી, હાથ પગનુ મુંજવુ કામ કરતા કંટાળો આવવુ, જુવાનીમા બુઢાપા જેવી હાલત, જુવાનીમા ટુકી નજર, ચહેરાનુ ફીકાપણુ, સાધાનો દુખાવો, ખાસી, દમ, હાફણુ ગરમીના રોગ વગેરે દરદોનો, ધાતુના નબળાઇથી થાય છે તે આ દવા વાપરવાથી શરીરમાના બધા દરદો દુર થઇ શરીર બહુજ પુષ્ટ થાએ છે પાચન શક્તિ સુધરે છે જેથી ભૂખ બહુ લાગે છે ઝાડો સાફ આવે છે આ ચુરણ દેશી વનસ્પતિમાથી બનાવવામા આવે છે ફક્ત ત્રણજ દહાડા વાપ રવાથી ફાયદો ન થાય તો પઇસા પાછા આપવામા આવશે, પુરૂષ વરગેજ આ દવા વાપરવી સ્ત્રીઓએ એ દવા વાપરવી નહીં કીમત તોલા ૧૨ ની શીશી ૧ નો રૂપીઓ દોઢ છુટક તોલા એકના આના અઢી

વાપરવાની રીત–વીશ વરસની ઉમર ઉપરના માણસે ચુરણ તોલો અરધો સવારના મધ સાથે તથા રાતના સુતી વખતે તોલો અધો મળી દીવસમા તોલો એક ખાવી

૧૨ થી ૨૦ સુધીની ઉમરવાએ દરેક વખતે તોલો ૦ મધ સાથે ખાવી પરેજ કાઇ નહી

### સરટીફીકેટ.

નગર હવેલી તા ૪ થી એપ્રીલ ૧૯૦૦

હુ નીચે સહી કરનાર ઘણી ખુશીની સાથે જણાવુ છુ કે મેં 'સપટ' ની શીશી એક નામે "કામદીપોતેજક ચુરણ" લેવાથી મને સ્વપનામા ધાત જવાથી થતી નબ ળાઇ દુર થઇ છે તેમજ સાધાની કળતર પણ નરમ પડી છે વળી એ ચુરણ લેવાથી પેટ પણ સાફ આવે છે જો બે શીશી લીધી હોત તો એથી પણ ઘણો ફાયદો તેથી મારી ભલામણ છે કે એ શીશીનો ઉપયોગ કરવો આ સરટીફીકેટ ખરો ફાયદો જોઇનેજ આપી છે

આદરજી હોરમસજી દાદરાવાળા,

તે નગર હવેલીના સબ જડજ

## સપટ એન્ડ કંપની.

બુદ્ધી વરધક સ્કુલની સામે, ૨૫૯ કાલબાદેવી, મુંબઇ.

તાજે કલમ—સપટ કું૦ નામ વાંચી લેવુ, નકલીયાત માલથી સંભાળજો

# WEAK MEN.

It seems that the Creator has ordained that the vital seminal flu d next to the blood itself is the most precious substance in the body of main, and any unnatural loss thereof will always lead to disastrous results.

Many men have died of common diseases such as diseases of the heart, liver, kidneys, lungs, etc., through having allowed their vitality to be wasted, thus exposing themselves to become the easy victims of these diseases, when a few boxes of our remedies taken in time would have prevented those debilitating losses and preserved the proper vitality to resist the attacks of these dangerous infirmities.

Many men have been slowly but surely drifting into a hopeless insanity because of these losses, without knowing the real cause of their sufferings.

## ARE THESE YOUR SYMPTOMS?

Inclination to onanism, emissions either during the day or at night, losses on being in the presence of a person of the opposite sex or on entertaining lascivious thoughts, pimples, contractions of the muscles (the precursors of epilepsy), voluptuous thoughts and dreams; feelings of suffocation; tendency to drowse or sleep, feeling of numbness, loss of will-power, want of energy, impossibility to concentrate the thoughts, pains in the legs and muscles, feeling of sadness and dejection, disquietude, failure of memory, indecision, melancholy, weariness after the least effort, specks floating before the eyes, weakness after copulation or involuntary loss, losses while straining at stool, noise or singing in the ears, timidity, hands and feet cold and clammy, fear of approaching death or misfortune, partial or total impotency, premature or late discharge, loss or diminution of desire, decline of the sensibility, undeveloped or weak organs, dyspepsia, etc.

Any of these symptoms is Nature's warning to a man that he must repair his wasted vital forces or become the easy prey to some fatal disease.

We ask all men who suffer from any of the symptoms enumerated adove **TO HEED THIS WARNING,** and communicate at once with our Company of specialist physicians who have had twenty years' experience in treating diseases of the nervous and sexual system, and who alone can guarantee a radical and permanent cure.

Send us a complete statement of your case giving us your full name and address, age, occupation, married or single, which of the above symptoms have already appeared in your case, and whether you have ever been treated for gonorrhœa, stricture, syphilis or any other venereal disease. Our medical staff will at once carefully diagnose your case (gratis) and inform you of the cost of a complete treatment which will effect a radical cure and restore you to health and full manly vigor.

If you desire treatment at once and will send us (as a guarantee of good faith) the equivalent of five United States' dollars in draft on London or New York, or in postal order or current money of your country, we will send you, by registered mail, the proper remedies immediately after our staff of physicians have decided the requirements of your case. Write us ni English if possible.

**THE NORHT AMERICAN SPECIALISTS COMPANY.**
**NO. 1051 VINCENT BUILDING, BROADWAY & DUARE ST.,**
**NOW YORK, U. S. A.**

ESTABLISHED IN 1898.
RESPECTABLE & RELIABLE FIRM

**The City Watch and Clock Store.**

85, Bachco Chatterjee's Sttreet, Calcutta

**Agency of Germany and France,**

Just received a fresh consignment of 2,000 watchks for sale—
Guaranteed for 3 years.

ACCURATE TIME KEEPER.

**Money returned if not approved.**

## Railway Regulator Watches.

| | | |
|---|---|---|
| No. 1 Railway Regulator watch, | Rs. 3 8 0 | each |
| " 2 " | " 4 8 0 | " |
| " 3 " | " 5 0 0 | " |
| Curzon " | " 5 8 0 | " |
| Imitation golden Indian watch. | Rs. 6 8 0 | " |
| Turkis watch | " 9 0 0 | " |
| " Stop " | " 8 0 0 | " |

These are excellent Watches Keyless. Jewelled enamelled, dialed perfect. Time Keepers and very strong watch, movement 30 hours cylinder escayement size both Ladies and gentlement'. We strongly recommend the general public to use these watchses Trial orders solicited. The above prices are included with a nice Canadian gold Chain and Locket.

TESTIMONIAL.

(1) Mr. J. J. Macdonald, Beach Road Upper Colaba, Bombay, writes: It keeps splendid Time and never stopped although it sustained Hard Knocks and Jerks.

(2) Dr. M. N. Banerjee, M. D. No. 2 College Street, Calcutta, writes: This is to certify that I have used your Railway Regulator Watch No. 2 for a long time and have found it a reliable time-keeper and I can safely recommend it to the public as a good strong cheap and accurate watch.

(3) Mr. B. N. Mukerji Agent and Railway Contractor 3/1 Brindabun Mullick's Dane Calcutta, writes: I have the pleasure to certify that your Railway Regulator watch has given me great satisfaction. It keeps accurate time and well suited for rough use and no doubt it is valuable to those who required cheap, and reliable time keeper.

(4) Babu a Banerjee Agent to the Rajah Bahadur of Hetampore writes: I am very glad to certify that the Railway Regulator watch which I received from you is an excellent, time keeper; it is in my use from a long time. I can safely recommend to the public to use these watches.

(5) Mr. A. T. Ramasawamy, 77, Chamarajpet, Bangalore writes: I strongly certify that the watch supplied to me gives correct time.

## WRIST WATCH

Wonderfully Cheap

Complete with wrist strap Guaranteed for 2 years. Price Rs 10 each

## MUSICAL CLOCKS.

Like carriage clock in size, keep accurate time and play sweet airs (for notes of music) before striking hours and half hours. Price is very small Rs. 10 each

Time pieces of all descriptions and prices are available

## AMERICAN CARRIAGE CLOCKS.

Handsome with glass sides and visible escapement (so that the interior mechanism may be seen) keep accurate time, strike hours and half hours Price Rs 6 each Do, Better quality Rs 8-8 each

The clocks and watches are well regulated and adjusted before despatch Orders promptly executed and goods sent by V P P—Postage extra

Apply only to the Manager—

The City Watch & Clock Store

*85 Bechoo Chatterjee's Street, Calcutta.*

Calcutta Established 1880

## WONDERFUL DISCOVERY

## SPECIFICS FOR HYDROCELE

And Elephantiasis

Guaranteed to cure the above mentioned diseases of any nature and of any standing period by using these medicines externally They are quite harmless and free from any injurious *ingredients I strongly recommend* these to have a fair trial Price Rs 2-8 per phial each

## TESTIMONIALS

An Executive Engineer, P W Ds, Calcutta writes seems to have been now quite absorbed by your medicine, and I am much pleased at the result

A European Civil Surgeon, Chattrapur, writes—I am trying to petronize your specifics as I found them to be really good andefficacious Please send 4 phial by V P P

Mr Aziz, M A, Barrister-at-law, Jubbulpore writes—

"*Very happy to inform you that your specific produced the* required result for which I am gratefull to you."

APPLY TO DR S GHOSHA, Specialist

85 Bechoo Chatterjee's Street—*Calcutta.*

22 YEARS' SUCCESS.
INDIA'S
GREATEST FEVER CURE.
BATLIWALA'S
AGUE MIXTURE & PILLS.
SOLD EVERY WHERE
at Re. 1 Per Bottle.
SOLE MANUFACTURER,
DR. H. L. BATLIWALA.
WORLI--DADAR,
BOMBAY.

FOR
MALARIOUS,
INTERMITTENT
AND
BILIOUS FEVERS,
INFLUENZA
AND
MILD FORM OF
PLAGUE.
Beware of Imitations and get the genuine.
BATLIWALA'S

ASK FOR
BATLIWALA & CO.'S "CHOLEROL"
THE ONLY REMEDY FOR CHOLERA.

The Champion.
A weekly, published in the interests of the people India.
Subscription in advance Rs. 6 per year.
No. 5. Hornby Road, Fort
Bombay.

Wanted agents.
For the Arunodaya.

POWER AND PLEASURE
doubled by the use of our far famed MEYORES which speedily stops all waste and produces lasting results. Nervous debility, impaired memory, loss of power, gonorrhœa, night losses, exhaustion, spermatorrhœa mental depression, brain fag, and the attendant evils perfectly removed in a short time Safe—simple,—pain-less No inconvenience nor annoyance pleasantly palatable. Per phial 1 Rupee only. Address all communications only to the MANAGER, V. C. WORKS RANAGHAT, BENGAL. Note and Write To day.

પ્રખ્યાત રાજા રવિવર્માન
ચિત્રો.
સોલ. એજન્ટ એ. કે જોશીની ક
સુંદર ફ્રેમો, છાપખાનાની શાહી, રં
રમવાના પત્તા વગેરેના જનરલ મર્ચન્ટ.
એજન્ટસ. કાલબાદેવીરોડ—મું

શ્રીમદ્ ભાગવતનું
શુદ્ધ ગુજરાતી ભાષાન્તર
પૃષ્ટ-૬૦૦ સોળ ચિત્ર સહિત.
કીંમત રૂ. ૪
મળવાનું ઠેકાણું—સાકરલાલ બુલાખ
બુકસેલર અને જનરલ મ
અમદાવા

PEBBLES.
Rs 1000 reward to whoever our pebbles false.
In steel frame Rs 3. In neck
In Rold gold Rs 10. and in gold
Dr A. M Dighe op
Kalba Devi Road, Bo
(Late manager to T. S. Be
& co. opticians, Karach

TO BE LET.

આ બ્લોકમાં જાહેર ખબર આ
ભાવ નીચે મુજબ છે.
છુટક વખત એકના. રૂ.—૦—૬
બાર્‌માસના. રૂ—૪—૦—

## અનુક્રમણીકા.



# ગ્રાહકોને વિનતી.

ધ્યાન આપો. ધ્યાન આપો.

કેટલાંક અનિવાર્ય કારણસર અરૂણોદયનાં ગયા વરસના અંક નીકળવામાં અનિયમિતતા થયેલી છે તે ટાળી હવે નિયમસર અંક બહાર પાડવા કાળજી ખસુસ રાખવામાં આવશે કેટલાક ગ્રાહકોને પુરેપુરા અંક મળી શકયા નથી એમ માલમ પડે છે વાસ્તે જેમને જેટલા અંક ન મળ્યા હોય તેટલા પત્ર લખી મંગાવી લેવા તસ્દી લેશે એવી આશા છે.

ચાલુ સાલમાં જે ગૃહસ્થ જે અંકથી ગ્રાહક થશે તેમના ઉપર તે અંકથી ત્રીજો અંક જો લવાજમ અગાઉથી નહીં આવે તો વેલ્યુપેબલ મોકલવામાં આવશે તે અંક સ્વીકારી સુજ્ઞ ગૃહસ્થો દેશોન્નતીના કાર્યમાં મદત કરશે એવી આશા છે.

નમુનાની નકલ જે ગૃહસ્થ ઉપર મોકલવામાં આવે તે ગૃહસ્થો તરફથી જો ગ્રાહક થવાના પસંદગી બતાવનારો કાગળ નહીં આવે તો ગ્રાહક ગણી લવાજમ લેવામાં આવશે.

તંત્રી અરૂણોદય.


જુઓ! જુઓ!! જુઓ!!!

કેવીમોટી લૂટ ચાલે છે.

## "જે, સી, વી, ફીવર પીલ્સ"

જુજ ખર્ચમાં ને થોડા વખતમાં તાવની બિમારીથી મુક્ત થવું હોય તો જરૂર જે, સી, વી, ફીવર પીલ્સ વાપરો જેથી કરી સનેપાત, ઉથલોખાતો તાવ, ઇનફ્લુંએન્ઝા સાદો લાંબી મુદતનો તાવ ટાઈફોઇડ, તાવ, ઝેરી હવાનો તાવ, વિગેરે સઘળી જાતના તાવ ઉપર જે, સી, વી, ફીવરપીલ્સ લીધાથી તાબડતોબ અસર થાય છે. કીમત દરેક બાટલીના આઠ આના. પેકીંગ પોસ્ટેજ જુદું.

જથા બંધ લેનારને પુષ્કળ કમીસન આપીસું. આ શિવાય દરેક જાતની વિલાયતી તેમજ દેશી દવાઓ અમારા દવા ખાનામાંથી મળશે. પત્ર વહેવાર નીચેના સરનામે.—

સુ. બોરસદ. } આર્ય ઔષધાલયનાં માલીક.
જીલ્લે-ખેરા. } ડૉ. જીવણલાલ છગનલાલ જે, સી, વી,

# THE ARUNODAYA

યાને

# અરૂણોદય.



પુસ્તક ૨ | તા૦ ૧૫ માહે એપ્રીલ ૧૯૦૧ | અંક ૨



## THE INDIAN BUDGET AND THE VICEROY'S ADDRESS.

As usual the Indian Budget has been presented to the honourable members of the Imperial Legislative Council, by the Financial Member of the Viceroy's Council Financial Members, as a rule, have always to complain of one thing or the other, and are always found combatting, most heroically, against adverse circumstances They are ever hoping, ever seeing the signs of approaching prosperity and good times, and are for ever waiting for the millenium to come But somehow the actual condition of this tricky India never fulfills their hopes and for ever presents a gloomy prospect to all but the official world The Honourable Member put before the council the long list of separate heads of accounts, wherein many a ledgerdemain trick runs rampant, which refuses to enter the head of many a member You may follow a particular item, which may be credited and debited four times in succession and eventually find that it is only the Government paying itself However, we may see that the Budget is a concern of about hundred and odd crores of rupees The year that has just closed the century, leaves us a surplus of about two crores of rupees according to the Revised

Estimates, notwithstanding the desolate famine that pervaded the country. But it need not cause any surprise when the Government, though generously spending large amounts on famine relief, maintained a vigilant eye and a firm hold in getting in the revenes. We are promised a surplus of about a crore and something in the estimates for the current year. Land revenue is estimated to yield about 70 lakhs more than it did last year. Under the present state of crops in the country, we wonder what can supply the estimated increase except the rigour of the tax collector. Side by side with this estimated surplus, we may also note the proposed enhancement in the existing debt. The Budget anticipates an increase of about three crores of rupees in the permament debt, and of about three-quarters of a crore in the unfunded debt of the country. Surplus indeed! The reading on the expenditure side is easy enough. About twenty-five crores are assigned to the Military expenditure and twenty-five crores more go towards the Home Remittances. There is half of your income spent in a most simple fashion. Ten crores are devoted to the furtherance of railways, while only a crore goes towards irrigation works, notwithstanding the Viceroys' irritated reply "It is no good flogging a willing horse," and a sneer at "people at home" who "seem to think that any river ought to be capable of being tapped in the Himalayas aad diffused either into the Central Provinces, Gujerat or Berar." With all that, many rivers can be tapped elsewhere, if not at Himalayas, if only more money were coming forward Then we have, what is formally called a discussion on the Budget, though we have grave doubts why this bubblling of words is to be styled as the discussion. No doubt we find an amount of eloquence, mostly manuscript, flowing at the council table. But we scarcely find any matter of moment in these speeches, on which the Government may pause and think, or which might force the Government clerks to use red ink or a scratch knife even once. All these speeches generally begin with a compliment either to the Viceroy or to the Local or the Imperial Government, put forth a general complaint or two in the middle and eventually end by entreating the

Imperial Government to treat their province leniently at the time of the Provincial Contracts These non-official councillors either could not or would not understand the intricacies of the accounts. They would neither thoroughly master a question and be prepared to state definitely that such a sum, spent in such a manner would produce certain good results in a specified time While thanking them for the services they render in a noble and disinterested spirit, we wish that they will show better work and a more thorough preparation in future The most important item of the day was the grand and magnificent address of the Viceroy, which concluded the discussion. In his admirable way of taking the public into confidence, he has in fact given a resume of half the term of his Viceregal regime But confidences are not always comforting. On the one hand we find that the moneys said to be devoted for the amelioration of the condition of India, are not all spent in the way we would have desired! On the other hand, we find our Viceroy declaring that "India is already beginning to tread upon a brighter and happier pathway." We did not see when or how that auspicious event came about. However, of that we will speak presently. To begin with, the Viceroy is pleased with the Budget discussion and goes on to congratulate himself and the country "that the currency policy which was introduced just before he joined us, has gained in strength and stability at his hands!" We don't find anything in this policy which is really beneficial to the country. The Government revenue is still assessed and levied in rupees, the greater part of the people never know what is a pound and have to pay the same amount of produce for a rupee which intrinsically falls far short of the indicated value. All the good that this new-fangled currency policy has done is that it has enabled the Government to gain a profit of about two crores and a half, in coining the artificially raised rupees. Then there is a long and spacious apology for the increase in the military expenditure. He says "I gave a clear warning on that occasion that there would be a rise in the Military Estimates That rise has come, and I am not in the least disturbed by the argument

that all this military expenditure is waste, and that the money had much better be spent upon projects of economic development" Giving a notice that on a certain day you will have to pay a thousand rupees, would not, we think, be a sufficient justification of that measure. But when the Viceroy so doggedly puts down his resolution, we are sure he would take no refusal and he need give no further apologies. Nevertheless he tries to mumble out something about protecting helpless millions from a foreign invasion. We can assure the Viceroy that this policy continued long enough will serve two purposes ; it will protect the people and help them to grow worse and worse financially. We might also ask, whether it is not the duty of the Imperial Government at Home, to repel a foreign invasion at any time from this part of the British Empire, the 'brightest jewel' in the British dominions, and whether the major portion of the expenses incurred in bringing the Indian armies to the level of the modern European armies, should not be paid by the British Exchequer !

of those twelve mysteries, which gave us great hopes for so long a time. For the present we will only say that though some of them are important and worth looking into, there are very few among them which go to improve the material welfare of the country and even there very little has been achieved. The thing strikes us particularly in this array of reforms and questions, present and prospective. Haider Sultan exclaimed on seeing the resources of the English "I do not fear for the things I see; but I fear for what I do not see." Similarly here also we are teased not so much by the questions which the Viceroy has already put forth but more so by those he has in his mind prospectively. He says " There are others ( questions ) again which can seldom be absent from the mind of any ruler of India, though he might speak with caution upon them. There is no need why he should not refer to possibility of fiscal reforms leading, if circumstances permit, to the reduction of taxation." He might refer to it, but the reference is peculiarly irritating, for circumstances never permit, nor

to reduce the taxation If the Viceroy had been so very anxious to reduce taxation, he could very well have done it to the tune of two crores and a half, the profit from coinage. But instead of *doing anything of the* kind, he has promptly appropriated the sum to the Reserve Fund.

The last but the most important part of the Viceroy's speech was devoted to make out that the condition of India is not poor, if not positively rich. He argued with some vehemence and earnestness and tried to prove his case by quoting the various figures at length. He argued that every country is bound to reach a state when its agricultural output is at a standstill, because of the limited area of cultivation and the constantly increasing population, and he implies that India has already reached that point Our Viceroy says that in 1880 the land under cultivation was 194 millions *acres while in 1900 it was 217* millions. And here he says that the population has increased in proportion. But as is well known, there is still plenty of land in India which can be brought under cultivation. But instead of that, land under cultivation is falling off owing to a double cause. Assessments are rising, and the poor cultivator does not get more produce, as he cannot afford to put in manure and at a certain point the field cannot *yield more* That there is a tendency of agriculturable land falling waste, is seen from the following figures of two Talukas of Northern Division.

| Year | Extent of culturable waste land in Acres. | |
|---|---|---|
| | In Kaira. | In Ahmedabad |
| 1894-95 | 70,405 | 83,647 |
| 1895-96 | 76,536 | 100,929 |
| 1896-97 | 82,809 | 116,147 |
| 1897-98 | 84,994 | 121,897 |
| 1898-99 | 85,388 | 118,088 |
| 1899-00 | 89,616 | 126,807 |

So lands are being relquinished, apart from want of it. Then there is the over-population theory, an official panacea for all the ills of India But the latest census figures reveal that there is a rise of only 2 p c. and if we subtract certain districts which now appear for the first time, the increase is only 1.49 per cent Thus it will be seen that over-population is not the cause of poverty. Then the Viceroy adduces the big returns of railway traffic, post and telegraph, as signs of wealth. But these railways are all worked by foreign capital and the profits are so

much money gone out of the country. The briskness in all these concerns is caused by the business attending the vast amount of exports. And these exports are nothing but payment of interest on foreign capital and Home charges. Further on the Viceroy deals with the proverty of the cultivator and wants to establish that he is not bad off. He says that the value of agricultural produce, according to the figures of 1898, is 490 crores of Rupees; and taking the figures of the previous census he calculates that the agricultural income is Rs. 20 per head. We might well ask how much out of 450 crores goes in direct and indirect taxation, and how many people are to be fed from the same sum. Again if the figures for the produce are taken for the year 1898, there is certainly no reason why the figures of the population ought to be of a previous decade. The Viceroy thus puts together the various figures and infers that the prospects of the coming years are rising and the people are well off. Apart from the various circumstances above mentioned, if the people were really well off, as the Viceroy thinks they are, there would not have been such a total breakdown, as was witnessed in the last famine. No country in the world can withstand such an enormous annual drain of its resources. The vast amount of export over imports is a striking testimony of this unnatural financial position of India. The only remedy is, besides and beyond making every facility for agriculture, to increase the income of India from non-agricultural sources. Our noble Viceroy has already grasped this situation. In the present condition of the country, the Government can do much by encouraging and instructing people in industrial pursuits. The Viceroy thinks of opening factories for military purposes and we think an excellent purpose would be served by freely employing natives in these factiories. Over and above the present condition, the hoarded wealth of India is gone, and the only legacy is the expensive habit left behind.

We hope our noble Viceroy will ponder upon all these circumstances and disabuse his mind of the erroneous ideas about India's condition, and set about to instigate kind and considrate measures and eventually solve the problem of how best to secure the happiness and prosperity of the helpless millions.

# અરૂણોદય.

---

## હીંદુસ્થાનનુ વાર્ષિક બજેટ. નામદાર વાઇસરાયનુ ભાષણ તેમના બાર સવાલો

પ્રત્યેક વર્ષે માર્ચ માસમા સરકાર તરફથી આવતા વર્ષની આવક જાવકના અડસટા કાઢવામા આવે છે, અને તે અડસટા વાઇસરાયની કાઉન્સીલમા રજુ કરવામા આવે છે આ અડસટા આખા હીંદુસ્થાનની આવક જાવકના હોયછે, ઇલાકાવાર આવક જાવકના અડસટા ઇલાકાના ગવર્નરોની કાઉન્સીલમા દર વરસની શરૂઆતમા મુકાય છે આ અડસટાને બજેટ નામ આપેલુ છે આમા એવી રીત રાખી છે કે દરેક બજેટ વખતે ગયા વર્ષનો સુધારેલો અડસટો, ગયાના પહેલાના વરસનુ ખરૂ ખર્ચ તથા ઉત્પન્ન, તથા આવતા વર્ષના જમા ખર્ચનો અડસટો બતાવવામા આવેછે આ પ્રમાણેનુ બજેટ નામદાર વાઇસરાયની કાઉન્સીલમા ખજાનચી સર એડવર્ડ લોએ તા ૨૦ માર્ચને રોજ રજુ કર્યુ હતુ દર વરસના કરતા રકમના આકડાઓમા આ વરસ જુદીજ રીતે ગણતરી કરવામા આવ્યો હતો હીંદુસ્થાનમા સુનાનુ ચલણ થયુ છે એટલે હવે તેમણે પાઉંડની રકમમા આકડા રજુ કર્યા હતા પણ તેથી પ્રજાજનને ગુંચવાડો પડે માટે અમે રૂપીયાનીજ રકમો કરી લખીશુ હવે ઉપરની રીતિને અનુસરી ત્રણે વરસની આવક જાવક નીચે પ્રમાણે છે

૧૮૯૯–૧૯૦૦ નક્કી હીસાબ

| | | |
|---|---|---|
| આવક | રૂ | ૧૦૨, ૮૫ ૫૭ ૪૬૦ |
| જાવક | રૂ | ૯૮, ૭૮, ૩૮, ૧૧૫ |
| વધારો | | ૪, ૦૭, ૧૯, ૩૪૫ |

૧૯૦૦–૧૯૦૧. સુધારેલો અડસટો

| | | |
|---|---|---|
| આવક | રૂ | ૧, ૧૨, ૭૪, ૯૦, ૦૦૦ |
| ખરચ | રૂ | ૧, ૧૦, ૨૮ ૮૪, ૦૦૦ |
| વધારો | | ૨, ૪૬, ૦૬૦૦૦ |

૧૯૦૧–૧૯૦૨ બજેટ

| | | |
|---|---|---|
| આવક | રૂ | ૧૦૮, ૨૮, ૭૮, ૫૦૦ |
| ખરચ | રૂ | ૧૦૭, ૨૫, ૧૫, ૦૦૦ |
| વધારો | | ૧, ૦૩, ૬૩, ૫૦૦ |

આ રકમના આકડા ઉપરથી જણાશે કે ત્રણે વરસમા વધારો રહ્યો છે હમેશ સુધરેલા જમાનામા મોટા હીસાબોમા હીસાબી આકડામા ગોઠવણો કરી જે વધારો ઘટાડો ખજાનચીને બતાવવો હોય છે તે બતાવવો સહેલ પડે છે દર વરસે આમ વધારો થાયછે તોપણ લોનો કાઢવી પડે છે અને રાજ્ય દેવુ વધતુંજ જાયછે તે શીરીતે તે સમજાતુ નથી અહીના ખર્ચમા જો વધારો હોયછે તો વિલાયતના ખર્ચમા ઘટાડો થાયછે એટલે તરસાળો મળી રહે છે ઓણ સાલ ત્યાના ખર્ચમા ફાળો આપવાનો છે એટલે બને પાસા મળી જશે વળી આ વધારો આ સાલથી સરકારના તરફથી ઘટાડેલો ખરચ બાદ જવાથી રહેછે ગયા વરસમા વધારો રહે તેમા નવાઇ નથી કારણ હીંદુસ્થાનનુ લશ્કર ટ્રાન્સવાલમા ઇંગ્રેજી લશ્કર પુરૂ ન પડવાથી મોકલવુ પડયુ હતુ અને તેમનો પગાર વિલાયતની તીજોરીમાથી પડયો એટલે અહીં બચત થઇ, પણ હવે લઢાઇ બંધ થશે એટલે એવા કાંઇ સંભવ નથી એના પરીણામમા ફક્ત એટલુજ થયુ કે મરકી અને દુકાળના ખર્ચને લીધે ઓણ સાલ જે વેરો આપણા ઉપર નવો પડત તે બચ્યો છે એટલે લશ્કરી ખર્ચના સહેજ થોડા વખત સારૂ બંધ થવાથી આપણે વેરામાથી બચી ગયા છીએ તેમા વળી આપણા નામદાર ખજાનચીએ ઓણ સાલ નવુ ધીતંગ ઉઠાવ્યુ છે અને ફક્ત બજેટ રજુ કરી ન શકતા હીંદુસ્થાનની સારી

સ્થીતિ ઉપર ફીલસુફી ચલાવી હતી. રેલ્વે, ટપાલ, મીઠું વગેરેના કરના ઉત્પન્નમાં વધારો થયો એટલે લોકોની સ્થીતિ સુધરી છે એમ એકદમ પરીણામ બાંધ્યું. હોય! એમને સ્થીતિ સારી લાગી તો ભલે, પણ હીંદમાં દુષ્કાળથી ભૂખમરાથી વસ્તી આટલી બધી વધવી જોઇએ તે ન વધી અને આટલાં બધાં માણસ મરી ગયાં તે શું સારી સ્થીતિનું પરીણામ છે? જેવી રીતે બજેટ સમજવું હમેશ મુશ્કેલ પડે છે તેમજ આ નામદાર સાહેબનું બોલવું પણ સમજવું અને માનવું મુશ્કેલ છે. વળી વધારામાં આર્ય ભૂમી ઉપર શું થાયછે કે હજી પ્લેગ અને દુકાળ જતાંજ નથી એટલે ઓણ દુકાળ પડશે એટલે સરકારને ખર્ચમાં ઉતરવું પડશે. પોર સાલ તો લશ્કરી ખર્ચમાંથી બચાવ થયો એટલે આપણે બચી ગયા પણ ઓણ તેવું કાંઇ નથી અને વળી વધારામાં લશ્કરીખાતામાં સુધારો કરી ખર્ચ વધારવાનું છે એટલે પરીણામે ખોટ આવવા દેહેશત રહે છે અને તે માટેજ નવી લોન કાઢવાનું જુદુ કારણ આપી જાહેર કર્યું છે. હીંદુસ્થાનની વફાદાર પ્રજામાં આટલું મોટું લશ્કર રાખી ખર્ચ વેઠવાની જરૂર નથી તો તે ઓછું કરવા નામદાર લોર્ડ કર્ઝનની સરકાર યત્ન કરશે. આવતાં વર્ષને અંતે જોઇએ છીએ કે શું થાયછે. નહીં તો ભૂડીરાંડનો બમણો વરો તો છેજ.

વળી આપણને હમેશ આશ્વાસન આપતા, આપણા મીઠી જીભવાળા નામદાર વાઇસરાય તો છેજ. તેમણે પણ મોટું ભાષણ કર્યું હતું અને તેમાં વિવિધ બાબતો જણાવી હતી. નામદારની મુદતનો અડધા ઉપર વખત વીતિ ગયો છે અને હજી કાંઇ સ્થાયી સુધારો આપણને નજરે પડયો નથી. વધારામાં જીલ્લા મ્યુનસીપાલીટીનો કાયદો, સોનાનું ચલણ, ખાંડની જકાત, વગેરે નવા બંધારણો દાખલ થયાં છે. પણ એ છતાં તેમની મીઠી ભાષા આપણને હમેશ હીમત આપેછે કે કાંઇ કરશે. પોતાના ભાષણ દરમ્યાન પોતે હસ્તક લીધેલા આગળ જણાવેલા બાર સવાલોનું બ્યાન નામદાર વાઈસરાયે કર્યું હતું અને બારે વિષયો જણાવ્યા હતા. આ વિષયો આપણે જાણતા નહોતા ત્યાં લગણ શું હશે તે વિશે ઉત્કંઠા રહેતી, પણ આ ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર જેવું થયુંછે. એ બાર વિષયોમાં સરહદની રાજ્યનીતિ, મોટા અમલદારોની ફેર બદલી અને તેમને મળતી રંજાની ગોઠવણ, અમલદારોનો વહીવટનો રીપોર્ટ, સોનાનું ચલણ, તારના સદેશાના દરમાં ઘટાડો, રેલ્વેમાં વધારો, જાહેર કામ, ખેડુતની દેવાદાર સ્થીતિ અને ધીરધાર પેઢીઓ, ગોરા સોલજરો અને નેટીવો, કેળવણી, અને પોલીસ વહીવટમાં સુધારો, આવી રીતના બાર સવાલો છે. ઝીણી નજરે જોઇએ તો આમાં ફક્ત મહત્વની અને દેશને કલ્યાણ કરે એવી ત્રણજ બાબતો છે. જાહેર કામ, ખેડુતની સ્થીતિ અને તારના દરમાં ઘટાડો. જાહેર કામથી દેશની ખેતી સુધરશે તે સૌની જાણમાં છે. ખેડુત નાદાર છે અને ઘણી અધમ સ્થીતિમાં છે અને ધીરધાર પેઢીઓની ખાસ જરૂર છે તે વારંવાર અમે લખ્યું છે, અને તે સવાલ નામદારની ધ્યાનમાં છે એ ખુસીની વાત છે. તારના દરમાં ઘટાડો થવાથી વેપાર રોજગારમાં સ્હેજ સુધારો થશે. બીજા સવાલ તો રાજ્યનીતિના છે. જો સરહદી જાતિઓ જળવાયતો સરહદની લઢાઇનું ખર્ચ આપણને બચે અને વેરો કમી થાય. પણ આમાં સર્વે નાશીપાસ થાય તેમ છે. પ્રજાની ધારણા એમ હતી કે નામદારની ધ્યાનમાં લશ્કરી ઘટાડો, મીઠા વેરો, 'સાયમલટેનીઅસ સીવીલસરવીસ' પરીક્ષા, અને છેવટમાં રેવન્યુખાતામાંથી ન્યાયખાતું જુદી પાડવાની અગત્ય, એ સવાલો નામદારના ધ્યાનમાં હશે. પણ તેમાંતું કાંઇ નથી એ દીલગીરીની વાત છે. નામદાર વાઇસિરાય વિલાયતમાં બાહોશ રાજ્યનીતિ નીપુણ અગ્રણી તરીકે ગણાતા અને હાલમાં હીંદુસ્થાન જેવા મોટી વસ્તીવાળા દેશની

રાજ્યલગામ તેમના હાથમાં આવીછે તો પોતાની વિદ્યા, તર્ક બુદ્ધિ, અનુભવ અને હુંશીઆરીનો ઉપયોગ કરી હીંદમાં એવા સ્થાયિ, પ્રજાહિતના ફેરફાર કરી જશે કે તેથી આર્ય પ્રજામાં તેમનું નામ, નામદાર લોર્ડ રીપનની સાથ વિરાજમાન થાય, અને હીંદની, નામદારના વચનો ઉપરથી બાંધેલી આશાઓ ફલીભૂત થાય.

---

## વર્તમાન પત્રો અને તેમનું કર્તવ્ય.

ઓગણીસમી સદીનો મોટામાં મોટો બનાવ વર્તમાન પત્રનો ફેલાવ છે. દહાડે દહાડે આ પત્રો વધતાં ગયાં છે અને વધે છે અને તેમાં ઘણી જાતના સુધારા વધારા થયે જાય છે. આપણા દેશમાં પણ આવાં પત્રો ઈંગ્રેજી રાજ્ય આવ્યા પછીજ દાખલ થયાં છે અને દિવસે દિવસે અહીં પણ તેની વૃદ્ધિ થતી જાય છે. એક વર્તમાન પત્રનાં અનેક રૂપ થયાં અને આજકાલ ઘણી જાતનાં પત્રો છપાતાં થયાં છે. દૈનિક સમાહિક વિગેરે વર્તમાનપત્રો, માસિકો, વાર્તિકો વિગેરે અનેક તરેહનાં પત્રો નિકળ્યાં છે. આ સર્વ પત્રનો કાંઇ પણ ઉદ્દેશ તો હોવોજ જોઇએ. અને તે ઉદ્દેશ પણ ઉચ્ચ હોવો જોઇએ કારણ કે પાશ્ચિમાત્ય દેશોમાં આ પત્રોને રાજ્યના ચોથા અંગ તરીકે ગણવામાં આવ્યાં છે અને અત્રે પણ તેમની આ પદવી સ્વીકારાતી હોય એમ લાગે છે. એમ ગણાય છે કે આ પત્રો રાજાને રાજ્ય કરવામાં મદદ કરે છે અને પ્રજાની સેવા બજાવે છે. જનસમૂહનો અભિપ્રાય રાજ્ય કર્તાઓને જણાવે છે અને રાજ્ય કર્તાઓના વિચાર લોકોને સમજાવે છે. તેમજ આ પત્રો જનસમૂહના વિચાર અને તેમની સ્થીતીનાં આદર્શ ગણાય છે. જે પત્રો આટલાં મહત્વવાળાં ગણાય છે અને જેની ઉપયોગીતા આટલી બધી લેખાય છે તે શાથી? અને તે વાસ્તવિક બરાબર કરે તો બેશક તે માન અને પદવીને લાયક છે તેમનાં કર્તવ્ય પણ કાંઇ જેવાં તેવાં નથી! આ કર્તવ્ય વિશે વિચાર કરવો યોગ્ય છે અને તે સબંધિ આપણે કાંઇક જોઇશું

સૌથી મુખ્ય વાત એ ધ્યાનમાં આવે છે કે આજકાલ સર્વ પત્રોમાં, પછી તે ગમે તે વિષય સંબંધી હોય અગર ગમે તેવું પત્ર હોય પણ, જનસમૂહ ને પસંદ પડતી વાત લખવાનું વલણ દેખાઇ આવે છે. સત્ય વાત કરતાં ગમતી વાત લખવાનો વધારે શીરસ્તો પડયો હોય એમ દેખાય છે. આમ થવાનું મુખ્ય કારણ એવું છે કે પત્રના અધિપતિનું લક્ષ લોક સેવા કરતાં, ગ્રાહકની સંખ્યા ઉપર વધારે હોય છે. અને તેથી અણગમતી પણ સાચી વાત જનસમૂહના આગળ મૂકી ગ્રાહકની સંખ્યા ઓછી થવાના સંભવમાં પડવા અધિપતિની ઇચ્છા થતી નથી. પરંતુ ખરૂં કહેવું અને જનસમૂહને સીધે રસ્તે દોરવા એ જાહેર પત્રકારોની પવિત્ર ફરજ છે. અને આ ફરજ જ્યાં સુધી તેઓ બજાવે નહીં ત્યાં સુધી તેમને પેટભરાની પંક્તિમાં મૂકવામાં કાંઇ બાધ દેખાતો નથી.

બીજી એવી હકીકત નજરે આવે છે કે પત્રના ગ્રાહક વધારવામાં જુદી જુદી તરેહના વિચિત્ર ઉપાયો યોજવામાં આવે છે. કેટલાક પંચાગો આપે છે, કેટલાક ફાલતુ છોડવાંની યુક્તિઓ કરે છે અને એવાં વિચિત્ર ધતિંગો ચલાવે છે. આ વમળમાં કેટલાક સુજ્ઞ પત્રકારોને પણ, ગાંડાંની ટોળીમાં ગાંડા થઇ, સપડાવું પડે છે અને અણગમતે રસ્તે ચડવું પડે છે. દિલગીરીની સાથે કહેવું પડે છે કે પત્રનો ફેલાવો કરવા સારૂ આવા અને એથી પણ વિચિત્ર ઇલાજ સર્વ ઠેકાણે થાય છે. પત્રના લખાણની મહત્વતા ઉપર, લોક સેવા બજાવી તેના આધાર ઉપર, પત્રની આબાદાનીનો વિશ્વાસ

વર્ગ માત્ર મજુરીઆ હાલતમાં આવશે. જ્યારે પોતાનુ માન જાય ત્યારે ખેડુતને કામ કરવાની, અને વધારે ઉત્પન્ન કરવાની હોંસ જતી રહે છે. ગમે તે કરતા જ્યારે દેવામાંથી નજ નીકળાય ત્યારે ખાવા પૂરતુંજ પકવવાની દાનત થાય અને જમીન સુધરે પણ નહીં! અને સરકારનુ પુરે પુરૂ મેહેસુલ ભરાય પણ નહી. આવી સ્થિતિ આયર્લેન્ડના કેટલાક ભાગમા પ્રત્યક્ષ જોવામા આવે છે અને ત્યાની જમીન બગડે છે એ પણ જાણીતુ છે.

આ સ્થિતિ સુધારવાને પ્રથમ ખેતીવાડી ધીરધાર પેઢીઓની મુખ્ય જરૂર છે. શાહુકાર પાસેથી નાણા લઇ ખેડુત સુધરે એ આશા ફોકટ છે સરકારજ જોઇતી તપાસ કરી, વાજબી વ્યાજે, જરૂર જેટલા પઇસા આપે તો એક મુખ્ય બાબત સચવાય. હાલની જમીન મેહેસુલની રકમ દરેક ઠેકાણે દેશકાળની સ્થીતી વિચારી ઓછી કરવી જોઇએ. સાગ વર્ષમાંજ ઘણી મુશીબતથી સરકારના પૈસા ભરાતા હતા અને હાલ તો લોકોની સ્થીતી દુકાળથી છેકજ ખરાબ થઇ ગઇ છે તેમજ મેહેસુલ લેવાનો વખત પણ ખેડૂતનો માલ વેચાઈ રહે તેવા વખતમાં રાખવો જોઇએ અને એકદમ બધુ મેહેસુલ થોડી મુદતમાં લઇ લેવામાં આવે છે, તે મુદત પણ વધારવી જોઇએ. જે સખતાઇથી ખેડૂતને તેનો માલ સોંઘે ભાવે વેચી દેવાની જરૂર પડે તેવી સખતાઇ કાઢી નાંખવી જોઇએ. હાલ જે દરેક ત્રીસ વરસે મેહેસુલ ઠરાવવામા આવે છે અને દરેક વખતે મેહેસુલમા કાઇ કાંઈ વધારો થાય છે તે પણ વધારે મુદતે કરવુ જોઇએ. લાંબી મુદતે ફેરફાર થાય તો ખેતરમા કરેલા સુધારા વધારાનો ખેડૂતને પૂરો લાભ મળે અને તેના ઉમંગથી જમીન સુધરે આવી •સર્વ રીતે જ્યારે કાળજી લેવામા આવશે ત્યારેજ ખેડૂતની સ્થીતી સુધરશે અને દેશની આબાદાની થશે.

દેશની ખરી સ્થીતી સુધરનારા આજ લોકો છે એમની સ્થીતી સારી હોવાનો જ દેશની મહત્વતા વધે દેશનુ વધારે જોર આ વર્ગ ઉપર છે આ બાબતનો ઇગ્લાંડ પ્રત્યક્ષ દાખલો છે ત્યાના ખેડૂત વર્ગ સારી હાલતમા આવી જાગીરદાર જેવા થયા છે અને તે જુના વખતના ( Yeoman ) યુવેહના રલકો, ની ગરજ સારે છે લશકરનો ઘણો ભાગ પણ આજ વર્ગમાથી મળી આવેછે આ સવ બાબ તો લક્ષમા લઇ આ વિષયમા દુકાળ કમિશન ના પ્રમૂખ પોતેજ વિચાર કરશે એવી આશા છે અને એક બાબતની સત્યતા અથવા ખોટા પણુ જણાયા પછી તે પ્રમાણે વર્તન કરવુ એ તો આપણી માયાળુ સરકાર હમેશા કરેછે જ

## ધારા સભાની ચુંટણી.

### તેમાં બીરાજતા પ્રતિનીધીની ફરજો.

દર ત્રણ વર્ષે આવતી જીલ્લા મ્યુનસીપાલીટીઓની ચુટણીઓ પુરી થઇ છે પ્રજા તરફના ચુંટાયલા અને સરકાર તરફના નીમાયલા પ્રતિનીધિઓના નામ પ્રજા સમક્ષ આવી ગયા છે. આ પ્રતિનીધિઓને હવે નવા અમલમા મુકાયલા કાયદાને અનુસરી પ્રજા પ્રત્યે પોતાની ફરજો બજાવવાની છે. તે યોગ્ય રીતે સતમાર્ગે ચાલી નીડરપણે વર્તી, બજાવી, પોતાનામા મુકાયેલો પ્રજાનો ભરોસો યોગ્ય છે એમ બતાવવા દરેક પ્રતિનીધિ યત્ન કરશે. આ પ્રતિનીધિઓની ચુટણી વિશે બે બોલ આગલા અંકમાં અમે કહ્યા હતા અને હવે આ વખતે મુબાઇ ઇલાકાની ધારાસભામાં એક પ્રતિનીધિ મોકલવાનો જે હક ઉત્તર વિભાગની જીલ્લા મ્યુનીસીપાલીટીઓને મળ્યો છે તેની ચુટણી નજદીક આવવાથી એ બાબત લખવાનું યોગ્ય ધારીએ છીએ

હીંદુસ્તાનની નેશનલ કોંગ્રેસના લટન ૪ તેહમદ ઉપરવાથી સન ૧૮૯૨ની સાલમાં મુબાઈ ઇલાકાની ધારાસભામાં ઇલાકાના વિભાગની મ્યુનીસીપાલીટીઓ તથા કેટલીક સભાઓને

મળ્યો. આ ચુંટણી દર બે વર્ષે આવે છે. એ વર્ષ પછી આજલગી ચાર ચુંટણી થઈ છે તેમાં આજલગી બે ગ્રહસ્થો ચાર ચાર વર્ષ પર્યંત ધારાસભામાં બીરાજવા ભાગ્યવાન્ થયા છે. પ્રથમ ચુંટણીમાં ઘણા ઉમેદવારો બહાર પડયા હતા પરંતુ છેવટે મી. ચીમનલાલ ફતેહ પામ્યા. બીજી ચુંટણીમાં પણ તેમજ થયું. પછી ગયા ચાર વર્ષોમાં ઓન. મી. ગોકળદાસ કહાનદાસ પરીખ ફતેહ પામ્યા અને હાલમાં તેઓ એ સભામાં ઉત્તર વિભાગના પ્રતિનીધિ તરીકે બીરાજે છે.

નવો હક મળેલો એટલે પ્રથમના વર્ષમાં લોકો તરફની ઇંતેજારી બહુ નહોતી, પણ પાછલાં વર્ષોમાં જુદા જુદા પક્ષો પડી જવા માંડયા અને હરેક પક્ષ સામેના પક્ષને તોડી પાડવા યત્ન કરવા લાગ્યો. આ પક્ષાપક્ષી આટલેથી અટકી નહીં, પરંતુ મ્યુનસીપાલીટીઓની ચુંટણી ઉપર તેની અસર થવા માંડી મ્યુનસીપાલીટીના સભાસદોમાંથી મત આપનાર (વોટર) તરીકે સરકાર તરફથી નીરમાણ કરેલી સંખ્યા જેટલા અમુક ગૃહસ્થોને ચુંટી કાઢવામાં આવે છે. આવા મત આપનાર કોણ ચુંટાય તેટલા વાસ્તે. મ્યુનસીપાલીટીની ચુંટણી વખતથીજ હરેક ઉમેદવાર પોતાના તરફ મત આપે એવા ગૃહસ્થોની વધુ સંખ્યા મ્યુનસીપાલીટીમાં આવે એવી કાળજી રાખતા, અને પોતાની ધારણા પાર પાડવા હરેક યત્ન કરતા. આ ચુંટણીમાં શરૂઆતમાં તો ખાનગી ગૃહસ્થો ઇંતેજારી બતાવતા પણ પાછળથી અંટસ પડી જવાથી અને એન ઉપર બાજી આવવાથી ઉમેદવારોના અમલદાર મીત્રોએ પણ ભાગ લેવા માંડયો. અને એવા પક્ષપાતી અમલદારોએ જ્યારથી ચુંટણીમાં ભાગ લેવા માંડયો ત્યારથી સર્વ પ્રમાણીકપણું કોરે મુકાઇ અમલના આધારે મત આપવાની રીતિ શરૂ થઇ. સરકારે જ્યારે એ હક પ્રજાજનને આપ્યો ત્યારે અમારી પાકી ખાત્રી છે કે સરકારી અમલદાર આવી ચુંટણીમાં રસ લે એવી બીલકુલ ઇચ્છા હશે નહીં. જો સરકાર કોંગ્રેસ વીગેરે રાજ્યદ્વારિ પ્રવૃત્તિઓમાં ભાગ લેવા સરકારી અમલદારોને ના પાડે છે તે સરકાર સરકારી ઓહદાનો રૂઆબ અને વગ આવી રાજ્યદ્વારિ પ્રજા હકની ચુંટણીઓમાં ચાલવા દે એ માનવુંજ ભૂલ ભરેલું છે. એ સર્વ અમને અમલદારોની આપ ખુદી અને અહંકાર વૃત્તિ લાગેછે અને તે જો દૂર મુકશે તો રાજા તથા પ્રજા બંનેને ફાયદો થશે. પરંતુ એ વાત કોરે રહી હાલની ચુંટણીમા એટલે સુધી આવ્યું છે કે મોટા પગારના અમલદાર પોતાની જગ્યાનો મોભો અને આબરૂ કોરે મુકી એક પક્ષમાં જોડાઇ ગમે તેવાં કાર્ય કરવા ચુકતા નથી. અમદાવાદ, સુરત, ભરૂચ વીગેરે મોટી મ્યુનસીપાલીટીઓમાં ઉલટી રીતે પોતાની વગ ચલાવી, બીજી ન્હાની મ્યુનસીપાલીઓમાં બેધડક રીતે મામલતદાર, મેહેતાજીઓને ધમકાવી, ધમકી આપી પોતાની પક્ષના ઉમેદવારને મત આપવા હુકમ કરે છે. આવા અમલદાર ઘણી સત્તાવાળા હોય છે એટલે ન્હાના અમલદારના તેમની ઇચ્છાનુ સાર ચાલ્યા વગર છુટકો થતો નથી. અને પરીણામમાં પ્રજા તરફનો નહીં, પરંતુ સરકારી અમલદારના પક્ષનો ઉમેદવાર ધારા સભામાં બીરાજવા ભાગ્યશાળી થાય છે. પણ તેથી પણ જેના હૃદયમાં પ્રજાનું હીત હોય છે તે તેમ કર્યા વગર છોડતો નથી એ આપણે ઓન. મી. ગોકળદાસની કારકીર્દી ઉપરથી સ્પષ્ટ રીતે જોઇએ છીએ. મી. ચીમનલાલે યોગ્ય રીતે અને નીડરપણે પોતાની ફરજ બજાવી હતી. મી. ગોકળદાસ પોતાનું કામ શાંત રીતે કરતા હતા, એટલામાં દુકાળ પડ્યો અને ખેડુ વર્ગ ઉપર જમાબંધીની સખતાઇ થઈ. તે દુઃખ સરકારની નજર આગળ આણવા અને [illegible] કરવા તેમને અવસર મળ્યો. અવસર

મળ્યો મુકી ન જતાં આવેલો વખત ઝાલી લઇ ખેડુત તરફથી લડી પોતાની ફરજ બજાવી છે.

હવે ચુંટણી આવતા જુન માસમાં આવશે અને તેની તૈયારીઓ પ્રથમથી ચાલવા માંડશે. દરેક વખત માફક આ વખતે ઓન. મી. ગોકળદાસ રીટાયર થવાના હતા એટલે પક્ષ પડી વિરોધ થવાનો સંભવ નહોતો એટલે પ્રજાજન તરફથી મ્યુનીસીપાલીટીની ચુંટણી ઉપર બરોબર લક્ષ અપાયું નથી. પણ પાછળથી કેટલાંક કારણ સર ઓન. મી. ગોકળદાસ ઉમેદવારી કરનાર છે એમ જણાવવામાં આવ્યું છે એટલે પાછી રસાકસી થશે. સાંભળવા પ્રમાણે ગુજરાતના એક બીજા પ્રખ્યાત વિદ્વાન અને અનુભવી ગૃહસ્થ પણ ઉમેદવાર છે, એટલે આ વખતની ચુંટણીની હરીફાઈ પ્રમાણીકપણે થવા સંભવ છે અને આશા છે કે જે અમલદારોએ મી. ચિમનલાલ અને મી. ગોકળદાસની ચુંટણી વખત ખરા અંતઃકરણ પૂર્વક ચડસથી ભાગ લીધો હતો તે અમલદારો આ વખતે એક પક્ષ ન પકડી ઉમેદવારોને પોતાની ચુંટણીખરી કીમત પોતાના ગુણ અને વિદ્વત્તા ઉપર કરાવવા દેવા તક આપશે. મ્યુનીસીપાલીટીના સભાસદોને આ વખતે પોતાનો હક ખરી છુટથી વાપરવાની તક છે. અને તે તકનો લાભ મજકુર અમલદારો લેવા દેશે એમ આશા છે. પ્રજાજનના હકથી અમલદારો ન ચુંકાઇ પોતાના પક્ષનો સ્વાર્થ કોરે મુકી દીર્ઘ દૃષ્ટિથી દેશના ફાયદા ઉપર જોશે તો સહજ માલમ પડશે કે તેમના આવી રીતે ભાગ લેવાથી સરકારના મનમાં પ્રજાની કિંમત ઘણી હલકી થાયછે. અને પ્રજા સ્વરાજ્યના હક ભોગવવા યોગ્ય નથી એમ સરકાર માને છે માટે આ અમલદારોજ પ્રજાજનના હકોમાં વિક્ષેપ નાંખે છે એમ પ્રજાજને અચૂક જાણવું જોઇએ અને તેમનાથી દબાઇ ન જતાં પોતાની સ્વતંત્ર બુદ્ધિ વાપરી જે રીત યોગ્ય લાગે તે રીતે વર્તવું એજ યોગ્ય રસ્તો છે. આ ચુંટણીનુ પરીણામ ગમે તે આવે અને ગમે તે ઉમેદવાર સરગ નીવડે તોપણ એ ગૃહસ્થને ધારા સભામાં જોઇને શું શું કરવાનું છે તે પણ આ સ્થળે વિચારવાનું છે. હીંદુસ્થાનની બીભત્સ સ્થિતિ અને દિન પ્રતિદીન વધતી જતી દરિદ્રતા વિશે અનેક રાજ્ય નીતિ નિપુણ ગૃહસ્થોએ પોતાના મત દર્શાવ્યા છે. આ વધતી જતી દરિદ્રતામાં છેલ્લાં વર્ષોમાં પડેલા દુકાળોએ વધારો કર્યો છે. હીંદુસ્થાનમાં ગુજરાત જેવો ફળદ્રુપ વિભાગ એકે નથી પણ તેમાં પણ જ્યારે પાક થાય નહીં અને અન્ન પાણી વીના લોકો ભૂખે મરે ત્યારે અંત વ્યવસ્થા શું છે તે જાણી લોકોની ખરી સ્થીતિ સરકારની ધ્યાનમાં હવે પછી ધારાસભામા બીરાજતા સભાસદને લાવવાની છે. મહેસુલ ભરી કરજદાર થઇ જઈ ઘેર ઘેર ભટકી હજારો ખેડુ કુટુંબ નાશ પામ્યાં છે. છેલ્લા વસ્તિપત્રક ઉપરથી સહજજ માલમ પડી આવે છે કે સૌથી વધારે મરણનુ પ્રમાણ અને વસ્તીમાં ઘટાડો ગુજરાતમાં માલમ પડ્યો છે. તેનુ કારણ ખોળી કાઢી સરકારના ધ્યાનમાં લાવી તે દુઃખ ટાળવા પણ લડત ચલાવવાની છે. સરકારનો મહેસુલ વેરો ઘણો ભારે છે અને તે ખેડુ વર્ગને ભારે પડે છે તે ઓન મી. ગોકળદાસની તપાસ ઉપરથી માલમ પડયું છે, તે કેવી રીતે ઓછો કરવો તે પણ જોવાનું છે મી. ગોકળદાસે મહેસુલ વેરો ઘણો ભારે છે તે બતાવ્યુ છે અને એ પછીના સભાસદને તે ઓછો કરવા લડત ચલાવવાની છે. છેલ્લા વર્ષોના સરકારી રીપોર્ટ જોઇએ છીએ તો વળી માલમ પડી આવે છે કે દર વર્ષે પડતર જમીનનું માપ ઘણું વધતુ જાય છે તો તેનુ કારણ ખોળી કાઢી તે જમીન યોગ્ય હકો આપી ખેડાવવા સરકારને વિનતી કરવાની છે. વળી ગુજરાતમાં કેળવણી પ્રચાર થાય અને વ્યાપાર વધે તથા સ્વદેશીય ધંધા રોજગારને ઉત્તેજન મળે તે વાસ્તે પણ સરકાર પાસે લડત ચલાવી હક માંગવાના છે. ગુજરાતના લોકો હુન્નરકળામાં પ્રવી-

ણુ થાય, અને ખેતી કેળવણી અને વેપાર સુધરે તે વિશે સાધનો ખોળી અભ્યાસ કરી, યોગ્ય સૂચનાઓ સરકારના ધ્યાનમાં લાવી તે વીશે હક માંગવા લઢત ચલાવવાની છે. વિલાયતના પ્રગણાઓમાં હક વાસ્તે લઢત ચલાવનારા ગૃહસ્થની ચુંટણી વખત તે લોકોના લાભને અર્થે શું કરશે, અને કેવી રીતની લઢત ચલાવશે, તે સર્વે મત આપતાં પહેલાં ભાષણોદ્વારા જણાવવામાં આવે છે તેવું કાંઇ પણ અહીં થઇ પ્રથમથીજ લોકો સમક્ષ જણાવવામાં આવે તો ઠીક થાય. વળી વિલાયતમાં પ્રજા તરફની લઢત ચલાવનાર ગૃહસ્થ વાનપ્રસ્થ થઇ પોતાના ધંધાનો કાળ તે પાછળ ગુજારે છે એટલે આ વખતે ચુંટણી વખત, જો ઉમેદવાર ગૃહસ્થ ગુજરાતમાંજ રહેનાર અને વાનપ્રસ્થ થઈ પોતાનો સર્વકાળ લોકહીત અને પ્રજાના કલ્યાણમાં કહાડનાર અને તેમની સ્થિતિ સુધારવા વાસ્તે અભ્યાસ કરનાર મળી આવે, તો તેવાને મત આપવાથી પ્રજાને બેશક ફાયદો થશે અને તે ગૃહસ્થ, અમે ઉપર જણાવેલાં થોડાંક કાર્યો સિદ્ધ કરી શકશે એમ અમારૂં માનવું છે.

---

## નવલકથા.

(અનુસંધાન પૃષ્ટ ૧૭ થી.)

આમ કેટલીકવાર વિનયની વાતો ચાલી અને પોતાના ઘરમાં આવેલા ગૃહસ્થની યોગ્ય આગતાસ્વાગતા કરવા અવંતિ ચુકી નહીં. વાતમાંનેવાતમાં ગર્વરાયની દ્રષ્ટિ પડદાથી ઢંકાલા સ્ટેન્ડ ઉપર પડી અને ઉઠયો. ઉઠયો પણ અચકયો. અવંતિ તેના મનનો ભાવ સમજી ગઈ. અને ઉઠી સ્ટેન્ડ ઉપરથી ઢાંકેલો પડદો ઉઘાડયો અને એક અતિ ઉત્તમ અદ્વિતીય ચિત્ર ગર્વરાયની દ્રષ્ટિએ પડયું. એકી નજરે તે કેટલીક વાર નીહાળ્યું પણ તેમાં ઘણી વિચિત્રતા લાગી એટલે સવિનયથી પુછયું. "ચિત્ર તો તમેજ ચિતર્યું હશે. ઘણું ઉત્તમ છે. પણ એકોનું ચિત્ર છે તે કહેશો?" "હાજી ચિત્ર તો મેંજ ચિતર્યું છે. નવરાશનો વખત ગાળવા એ કળા પણ હું શિખી હતી અને સાધારણ ચિત્રો હું ચિતરી શકું છું આ ચિત્ર મ્હારી કલ્પનાનું છે. વચમાં પૃથ્વીના લોક રૂપી એક સ્ત્રી કલ્પેલી છે. એની આસપાસ એક કપડું વિંટાળેલું છે. જે વસ્ત્ર તે નાંખીદે છે તે માયાનું આવરણ છે. ઉંચે થોડે દુર ખરૂં સત્ય ઇશ્વરની ભક્તિ છે એ દર્શાવવા અજવાળામાં ઝાંખી આકૃતિ પાડેલી છે. ઘણાકાળ આવરણના પટમાં લપટાઇ નીચી નજર રાખી તે સ્ત્રી ચાલી જાય છે રસ્તામાં તેને ઠોકર વાગે છે એટલે ઉંચું જુવે છે. ઉંચું જોતાં સત્ય શું છે નજરે પડે છે એટલે એ પોતાનો માયાનો બહિરપટ નાંખીદે છે અને પોતાનો માર્ગ બદલે છે. ફક્ત કલ્પના પ્રમાણે આ ચીતરેલું છે. મને કાંઇ ચિત્રકળાનો શોખ છે. આપ બે ત્રણ દીવસ જો અત્રે સહવારમાં અત્રે આવશો અને આપની પ્રતિમા ચિતરવાની મને ઉત્કંઠા છે તે પુરી કરી આભારી કરશો." ગર્વરાય ના શું કહે એકદમ મનોવૃત્તિને પસંદ પડે તેવી વાત આવી અને હા પણ કહી. બીજી અનેક વાતો ચાલી અને કાંઇક સ્વર્ગીય સુખનો અનુભવ કરી આશરે અડધા કલાકને સુમારે ગર્વરાય ઘર તરફ પાછો ફર્યો. ઘર તરફ પાછો તો ફર્યો પરંતુ મન, ચિત્ત, આંખ અને સર્વ ઇંદ્રિયો એ બંગલામાંજ રહી. આંખ આગળ એક પડદો મુકાયો હોય અને તે ઉપર એક પછી એક અનુભવેલા દેખાવો ચીતરાતા હોય એમ ભાસ્યું. બાગમાં પેઠો ત્યારથી તે પાછા ફરતા સુધીના બનાવો પડદા ઉપર આવે ને જાય પણ પડદો ખસતો નહીં. વિચાર શક્તિએ ચીતરેલો આનો પડદો અગાડી અને પોતે પછાડી એમ ધીમે ધીમે ચાલતો પોતાના બંગલામાં આવ્યો. આવ્યો અને બેઠો—ચિત્ત સ્વસ્થ થયું નહીં સૌ સાથે વાતો કરી પણ મન લાંતું ત્યાં શરીરે થાક લાગ્યો હોય ક્ષોભ થયો. હોય કોઈ દૂર ભૂમીપરથી ઉતરી આવીને ગાત્રો

શિથિલ થઇ ગયાં હોય એમ તેને સંસ્કાર થવા માંડ્યા. દિવ્ય લોકમાંથી ઉતરી આવેલાને માયાના આવરણવાળી દુનીઆ જેવી લાગે તેવું દેસાઇનુ ઘર તેને ભાસ્યું. પોતાના મનથી સર્વ વિચાર કાઢી નાંખવાનુ તે ઘણુંએ કરતો પરંતુ તે જડમૂળથી પેઠા હતા અને પડેલી પ્રતિમા હવે ખસે તેમ નહોતું આંખો મીંચતો સુતો બેસતો વાંચતો તોપણ અવંતિનુ સ્વરૂપ આગળનું આગળ એક ઝીણા અંતરપટ પછાડી ઢકાયલું હોય તેમ સ્થિર તેની નજર સમક્ષ અહર્નિશ રહેતુ. આવી સ્થિતિમાં વિચાર બદલવા પોતાના મિત્રને કાગળ લખવા વિચાર થયો અને તે ઉઠયો. ગજવામાંથી કાગળ લેખણ કાઢી અને કાગળ વાંચવા માંડયો. કાગળ વાંચતાંવારજ મનોવૃત્તિ બદલાઇ કાગળના અક્ષર ઓળખ્યા. "આશુ આ અક્ષર તો દાક્તરના શું લખ્યુ છે. કાંઇ મનના ઉભરા કાઢયા છે એમ જણાય છે. પણ આ સૌ કોના ઉપર લખ્યું છે. બદયો શો ! અને વળી દુઃખની સીમા શું વળી આ તહોમત પણ શું! એમની જીંદગીનો અંત મ્હેં શી રીતે આણ્યો, એમનું સુખ મ્હેં શી રીતે ડુબાડયુ? ના પણ આતો મહને નથી લખેલો નીચે તો અરવિંદાનું નામ છે. વાહ આ સહી કરવાની રીત શી ? 'વ્હાલી અરવિંદા મરતાં લગી તહારૂ સ્મરણ કરનાર. તું જાણે છેજ.' સમજ્યો. ભૂલથી મ્હારા ખીસામાં મુકાયો છે. પણ શું દાક્તર અરવિંદાને ચ્હાતા અને હું આવ્યો એટલે એ નાશી ગયા. શું મન! વાહ તમારી દઢતા કાહ માણસ. શું એમની સહન શીલતા. હાલનો જમાનોજ કાંઇ એવો છે. જરા સકારણી નજીવી વાતને લોકો દુઃખ કરી માને છે અને તેવા દુઃખના ભારમાં આપઘાત લગી પણ કરવા ચુકતા નથી. એ કાંઇ દોષ હાલના માણસોમાં શરીરના બંધારણથી અને વધારામાં વળી પાશ્ચાત્ય કેળવણીથી પેશી ગયો છે. આપણી આર્ય વિદ્યા લોકોના મન યોગ વગેરે અભ્યાસથી મન દ્રઢ કરતી પણ આધુનીક વિદ્યા તો ફક્ત પરીક્ષામાં નપાસ થયા કે માબાપ સાથે જરા લડાઇ થઈ એટલે યુવાનો નાશી જાય છે કે આપઘાત કરવા તત્પર થાય છે. શું એ પુરૂષ કે સ્ત્રી ! પણ હશે એમને નો પસંદ આવતું કર્યું મ્હારે આ કાગળની શી જરૂર. પણ અરવિંદા એમને ચ્હાતી હશે કે નહીં ચ્હાતી હોય તો આ પરીણામ આવેજ શું કરવાના પણ કાંઇક પણ વાત તો થઇ હશે નહીં તો ચીઠી પહોંચી છે અને તેનો આ જવાબ છે એમ શું કરવા લખે. મહારે હવે એવો સંબંધી વિચાર કરીને શું જરૂર હું તો બનતો પ્રયાસ કરી લગ્ન લખાવીશ. અને બનશે તો બીજા કોઇ સાથે એને પરણાવી હું તો માહરૂ કરી લઇશ હવે વારસ થયા પછી મહને શી હરકત છે પણ આ ચીઠી એના ગજવામાં મુકી દઉં અને શું થાય છે તે જોઉં."

દાક્તરના ગયા પછી અરવિંદાએ તેના સંબંધી સર્વ વિચાર કરવાનુ માંડી વાળ્યું હતું. અને નિશ્ચિત કરેલા પતિને કેમ રીઝાવો તે કાર્યમાં ગુંથાયેલી રહેતી. તેની સંભાળ કરતી તે બહાર જતો એટલે તેની ઓરડી સાફ કરી સુખ કરવા ઉપાયો યોજતી દાક્તર ગયા પછી ગર્વરાય સાથે વાત કરવા તેને પ્રયાસ કર્યો હતો પણ નિષ્ફળ નીવડી હતી વળી નધારામાં ગર્વરાયે તેના ગજવામાં મુકેલી ચીઠી સ્થર પછી પાછું મન ડગમગ્યુ હતુ. સ્ત્રી જાત ઘણી ચંચળ હોય છે. જરા લાલચમાં તેનું મન ખશી જાય છે સ્ત્રી જે વાકઠણ અને પોચા હૈયાવાળું જગતમાં કોઇ નથી, ધારે તો સર્વ દુઃખ અબોલ રહી સહન કરી દુઃખમાં સ્ત્રી જીંદગી ગુજારે અને જો ધારે તો પતિનું પણ ખુન કરતા સ્ત્રી ચુકે નહીં, કોઈ વાતમાં દુઃખ માને તો તેનું હૃદય અતિ દ્રવિત થાય છે આથી દાક્તરના બળાપા વાંચી તેનું મન દ્રવ્યું અને પાછો તેના સંબધો વિચાર કરવા માંડયો. પણ ગયેલાની શી આશા અને મ્હોટાની ધારણા શી રીતે ફેરવાય એવો વિચાર કરી પાછું મન ફેરવી ગર્વરાયને મળવાનો નિશ્ચય કર્યો.

ગર્વરાયે અવંતિને વચન આપ્યા મુજબ રોજ સહવારમાં જતો અને એકાદ કલાક ત્યાં બેશી અનેક વાતો કરતો. અવંતિ પણ તેને વાતોમાં ગુંથી પોતાનું ચિતરવાનું કામ કર્યા જતી. આમ ત્રણ ચાર દિવસ પુરા થવા આવ્યા અને બંને વચ્ચે બોલવાની છુટ વધી. અવંતિના ઘરના સુધારાવાળા હતા એટલે સ્ત્રી પુરૂષ કલાકો લગી એકલા બેશી રહેતા તે વાત કોઈના મનમાં નહોતી આવતી. ગર્વરાય રોજ ઘેર આવતો ત્યારે અવંતિ પાસથી કંઈક પુસ્તક લેતો આવતો અને વાંચતો. સ્વભાવિક રીતે અવંતિના પુસ્તકોમાં તેને રસ પડતો અને આખો દીવસ વાંચ્યા કરતો. ગર્વરાય કાંતિરાયને ઘેરરોજ જાય છે તે અરવિંદાના સાંભળવામાં આવ્યું હતું પણ તે ઉપરાંત વધારે તે કાંઈ જાણતી નહીં.

ગર્વરાય સાથે બોલવાનો અને પોતાનું અને એનું મન ખુલ્લું કરવાનો નિશ્ચય કરી અરવિંદા ઓરડામાં પેઠી. ગર્વરાય ઉંઘતો હતો. અને હાથમાં પુસ્તક હતું. અરવિંદા પાસે ગઈ પણ જાગ્યો નહી. જરા ધબકારો પણ કર્યો પણ ઉઠ્યો નહીં. છેવટે હાથમાંનું પુસ્તક ખેંચ્યું. પુસ્તક એનીમેળે જાણે આવવા દીધું હોય તેમ તેના હાથમાં આવ્યું. હાથમા લીધું કે તરતજ માંહેથી એક છબી પડી. છબી એકદમ હાથમાં લીધી અને જોઈ રહી. આમ તેમ ફેરવી પાછળ જોયું તો From one whom you love—Avanti એમ લખેલું હતું મન ખુલ્લું કરી અભિપ્રાય જાણવા આવનારને યોગ્ય અભિપ્રાય મળ્યો. છબી પાછી ફેંકી અને અને ત્યાંથી એકદમ ચાલી ગઈ જોડેના ઓરડામાં જઈ હીંચકે બેસી હીંચકા ખાવા માંડ્યા. "વારસ થઈ બેશી હવે ઠીક ઘાટ રમાય છે પણ હું હાથથી ગઈ કોઈની નથી. From one whom you love ઠીક લખાય છે. હું પણ જોઈ લઈશ. એની સાથે નો નજ પરણેવા દઉં ત્યારે ખરી. આજથી ચોડામાં ચેતીતો ઠીક. આજજ માજીને કહું પણ ના! એથીતો સહુ બાજી બગડશે. ફરીથી લઢીશ એમ વિચાર કરી વારંવાર પગ પછાડતી અને હીંચકો હલાવતી આમ બે ત્રણ દીવસ ગયા અને ફરી ગર્વરાય પાસે તેના ઓરડામાં ગઈ. ગર્વરાય વગર બોલે બહાર નીકળી ચાલ્યો ગુસ્સે થયેલીના ગુસ્સામાં વધારો થયો અને મીજાસ હાથમાં ન રહ્યો. ગર્વરાય કાંઈક શરમનો માર્યો કાંઈક અવંતિના તેજમાં અંજાયો અને કોઈકવારતો ઘરનો મોભો વિચારી પોતાનો ધારેલો ઘાટ પાર પાડવા યત્ન કરતો. ઘરમાં આવી રીતે સઉ સઉના મનમાં અનેક ઉટંગ હતા. અને આમ દેસાઈનું ઘર નાવ ચાલતું.

ચૈત્ર મહીનાના નવરાતર આવ્યાં અને બાધા રાખેલો ગરબો ગવરાવવાનું ચતુરબાએ સુચવ્યું. દેસાઈને વાત પસંદ પડી અને ત્રણ દીવસ પછી નોમને દીવસે ગરબો રાખવામાં આવ્યો. આસપાસના સર્વે બંગલા સાથે વ્યવહાર બંધાયો હતો તેમને સર્વેને ધંજન કરવામાં આવ્યાં અને અવંતિને ઘેર ત્યાં આવવાનું ખાસ નિમત્રણ ગર્વરાયે કર્યું. નવમીનો દીન આવતાં બંગલામાં ફુવારા આસપાસ સરવે સ્ત્રી મંડળ ફરવાનું રાખવામાં આવ્યું અને ઉપર ઓટલા ઉપર ખુરસી મુકી સર્વે પુરૂષમંડલની બેઠક રાખવામાં આવી. રાતના ન૯ વાગતાં સર્વ મંડળ ભરાયું અને ગાવાનું કામ શરૂ થયું પ્રથમ ગરબા બહારથી બોલાવેલી કેટલીક સ્ત્રીઓએ ગાયા અને છેવટે સર્વેએ અરવિંદાને ગાવાનું દબાણકર્યું. ઘણી આનાકાની પછી અરવિંદાએ શરૂ કર્યું.

સખિ બાગમાંહે જાઈ જુઈ મોગરો ખીલે.
મોગરો ખીલે રસ ભ્રમર ઝીલે. સખિ.
ગુલાબકંટક રાખનો મોહાક અપર પાર.
એકઝશુરો સ્વાર્થી અડવાદેના લગાર.
રહી રહી માહરૂં આજ મનડું તણે છે
ઉભો રહી એકલો દૂર મઝામાણે છે
ભૂરખી નાખી મોહની ઉભો રહેતો દૂર.
આકર્ષણ નાંખી હવે શું કરશે એકૂર.

મનમા નહી ન પ્રેમ તેન મુજથી છુટે
નરકનો દેવ જાણી મુજથી નાઠુરે, સખિ
જાઉ પાસે જેમ જેમ રૂપ બહુ વિષ થાય
આકુળ વ્યાકુળ હુ થઇ હવે જીવ ગભરાય
ગર્વ તજીમહારૂમાન ફુલડા આજેરે
અરજ એટલી સ્વીકાર પડતી પાયેરે,
હાથ ગળે રીતે ધરૂ કરૂ મેવારોજ
માથે રાખી જગવિશે માણુ હુ બહુ મોજ
મનમા દયા ધરીહવે તું મુજને મળે
અવધી જેમ જાય તેમ બાળા ટળવળે સખિ

આ ગરબાનો ભાવ ગર્વગય સમજ્યો અને તે સાથે આરતિ પણ સમજી ગર્વગયનુ મુખ મ્લાન થયુ, પણ અવનિએ સમજીને નહીં અટકતા તરતજ તેનોજ પ્રત્યુતર શરૂ કર્યો

---

## પ્રાસંગિક નોંધ.

મદ્રાસ ઇલાકામા એનજીનીયરીંગખાતાવાળા મી ચેટરટનને હીંદુસ્તાનની સરકારે ઉદ્યોગી કેળવણી વીષે તપાસ કરી અભિપ્રાય આપવા કહ્યુ હતુ તે શહેરે સારી તપાસ કરી એક નાનો રીપોર્ટ કર્યો છે તમા તેઓ કહે છે કે હીંદુસ્તાનના બધા પ્રાચીન હુન્નરો ફાન કરી સજીવન થઈ શકે એમ છે અને તે પણ એટલે સુધી કે યત્રથી બનાવવામા આવેલા માલ જોડે હરીફાઇ કરતા આ માલ મોંઘો પડે એમ છે વિશેષે કરીને હાથે વણેલુ કાપડ તૈયાર કરવામા વધારે ફાયદો પડે એમ છે એનું કારણ એમ છે કે અહીં સસ્તી કીમતે મેહેનત કરનાર માણસો જોઇએ તેટલા મળી શકે એમ છે માત્ર કીયા પ્રદેશમા કીયો માલ વધારે ખપી શકે એમ છે એટલુજ ધ્યાનમા લેવાય તો તરત તે પ્રમાણે સાથ બની શકે એમ છે આ બાબતમા સારી રીતે સાથ બનાવના રિતેની કેળવણી મેહેનત કરનારાઓને એકે તરફથી મળતી નથી જે થોડી ઘણી કેળવણી પાદરીઓ આપે છે તેજ મળે છે, અને ત્યા આગળ એવી રીતનો બનેલો માલ પણ ખપી શકે છે પણ કેટલાક ઠેકાણે દેખાય છે આ કામ કોઈ સાધારણ ખાતામા નાખ્યાથી થાય તેમ નથી આને વાસ્તે ખાસ દરેક પ્રાતના ભોગીયા ખાસ માણસો નીમી, તે દ્વારા કેળવણી અપાય તો ફાયદો થાય એમ આ ગ્રહસ્થ કહે છે સરકાર આ વાત માનીને ધ્યાનમા લેતો હીંદનુ નશીબ

•

ઇંગ્લાડમા સ્ત્રીઓ ભણે છે અને સરકારની નોકરીમા રહે છે એટલુજ નહીં પણ તેમા તેમની બુઝ પણ થાયછે ઘણે ભાગે તાર અને પોસ્ટખાતામા સ્ત્રીઓ નોકરી કરે છે અને તે પૈકી જે ઘણો લાંબા વખત સુધી સારી નોકરી કરી પરણવાને વાસ્તે નોકરી છોડે છે તેને તેના લગ્ન પ્રસગે સરકાર તરફથી કાઇક રકમ બક્ષીસ મળે છે આવી રીતે અપાતી રકમનો એકદર આકડો દસથી વીસહજાર પાઉડનો દર વરસ સરકારને ત્યા ખરચ પડે છે આ બાબતમા ગઇ સાલ સાડા સાત હજાર પાઉંડ ખરચાયા હતા અને આ વરસે સાડા છ હજાર પાઉડની રકમ ખરચવાની નક્કી કરી છે આ રકમ ઘણી જુજ લાગવાથી સર હેનીકર હીટન નામના પાર્લામેન્ટના સભાસદે જે ગ્રહસ્થે દુનીયાના ઘણા ભાગ ઉપર એક આને ટાગળ જાય એવી ગોઠવણ થોડાજ વખત ઉપર કરી આપી હતી, પાર્લામેન્ટમા આ ખરચમા વધારો કરવાનુ કારણ માગ્યુ હતું જ્યારે ત્યા આગળ સ્ત્રીઓની સ્થિતિ સુધારવા આવી રીતે પ્રયાસ થાયછે ત્યારે અહીં આગળ, દેશની સ્થિતી સુધરવાનુ પ્રથમ પગલુ સ્ત્રી કેળવણી છે એવુ સિદ્ધ થયા છતા, આ બાબત ઉપર કોઇ ઝાઝો લક્ષ આપતું નથી!

*   *   *

આજકાલ કાંઇ પણ નવાઇની વાત બાહાર આવે અને તેનું મૂળ સ્થાન જો જોઇએ તો અમેરીકામા મળી આવશે આખી દુનીયા સુધારો કરવા મથે છે પણ અમેરીકા તો સુધારામા દોડે છે પણ બહુ દોડતા વિચારના અભાવે અથવા એક ધુનમા ઠોકર વાગે ત્યારે કોઇક વખત હસવુ આવે છે ન્યૌર્ક શેહેરમા

એવું બન્યું કે લોકોની આવજા વધી અને તેને વાસ્તે વપરાતી ટ્રામો ઓછી થઇ. એટલે એવું પરિણામ થયું કે દરેક ટ્રામમાં ભીડ થવા લાગી. અને તેથી સ્ત્રી વર્ગને વધારે અડચણ પડવા લાગી. આ વાત ત્યાંની એક સ્ત્રીઓનીજ સુધારા સમાજના લક્ષમાં આવી. આ સમાજની સર્વ સ્ત્રીઓને આ અડચણ દૂર કરવા જેવી લાગી. અને તેનો ઉપાય કરવા સારૂ તેમણે એક કાયદો ઘડી કાઢયો. મુખ્ય બાબતનો એવો ઠરાવ કર્યો કે ભરેલી ટ્રામમાં જગા ન મળવાથી જેને ઉભા રહેવું પડે તેની પાસેથી અડધો દર લેવો. એટલે ટ્રામ કંપનીવાળા પોતાને નુકસાન ન થાય વાસ્તે વધારે ગાડીઓ ચલાવશે. પણ કોઇ સ્ત્રી ભરેલી ટ્રામમાં ચઢતાં કોઈ પુરૂષ ઉઠી તેને માગ આપે તો આખું ભાડું કોણે આપવું તે સંબંધી શક રહે છે. તે પુરૂષજ આવનાર સ્ત્રીનું ભાડું આપી દેતો પંચાત મટી જાય ખરી!

* * *

જણાવવાને અત્યંત દીલગીરી ઉપજે છે કે અત્રેના જાણીતા શેઠ માધવલાલ રણછોડલાલે તા. ૪ થી એપ્રીલને દીવસે સ્વર્ગવાસ કર્યોછે. એમના પિતા રા. બા. રણછોડલાલ હજી તો લોકોની યાદગીરીમાં તાજાજ છે. મીલનો ઉદ્યોગ અત્રે દાખલ કરનાર તેઓજ હતા અને તે ઉપરાંત આ શેહેર ઉપરના તેમના ઉપકાર ભૂલાય તેમ નથી. તેમના પુત્ર પણ તેવીજ રીતે લોક સેવા કરવામાં તત્પર રહેતા. તેઓ ધાલમેલ કર્યા વગર શાંત રીતે કામ કરનાર હતા. ગયે વરસેજ તેમણે હુન્નરશાળા કાઢવા વાસ્તે એક ગંજાવર રકમ કાઢી હતી અને તેની વ્યવસ્થા કરવા સરકારને કહ્યું હતું. તેઓ સ્વભાવે ઘણા શાંત, સુશીલ અને ઉદાર હતા. ધર્મિષ્ટ પણ તેવાજ હતા. થોડાજ વખત ઉપર મોટાં અંબાજીમાં ધર્મકાર્ય વાસ્તે એમણે વીસહજાર રૂપીયા ખરચ્યા હતા. તેમજ અત્રે ભરાયલી મહા પરિષદને અંગે તેમનો અથાગ પ્રયાસ અજાણ્યો નથી. તેઓ સભાની આવકાર મંડળીના પ્રમૂખ હતા. અને ગુરૂવારેજ તે કામ શરૂ થવાનું હતું. પણ ઇશ્વિરનો વિચાર અન્યથા થયો. ધાર્મિક જીવ ઇશ્વિરના પદમાં ગયો એમ સમજી એમના કુટુંબને આશ્વાસન મળે એવી અમારી ઇચ્છા છે. ઇશ્વર એમના આત્માને શાંતિ આપો!

* * *

આ વરસે સનાતન ભારત મહા પરિષદ અત્રે માધવતીર્થ સ્વામીના પ્રમૂખપણા નીચે ભરાઇ હતી. સભાસદોનો સારો જમાવ થયો હતો અને એકંદર સર્વ રીતે સભાએ સંતોષકારક દેખાવ આપ્યો હતો. માત્ર આવકાર મંડળીના પ્રમૂખનો સ્વર્ગવાસ દીલગીર થવાનું કારણ થઇ પડયો હતો. આ પરિષદ દેશને ઘણી રીતે ઉપયોગી થઈ પડે એમ છે. તેના ઠરાવો પણ ઘણા સ્તુત્ય છે. ધાર્મિક કેળવણી ફેલાવવી એ તેમનો પ્રથમ ઠરાવ છે. તેને વાસ્તે વેદ ભણાવવાને એક શાળા સ્થાપવી એ એમનો બીજો ઠરાવ છે. દેશી પંચાંગ સુધારવાની પણ એમની ધારણા છે. દેશી વૈદકશાસ્ત્ર કેળવવું એ પણ એમનો ઉદ્દેશ છે. તેમજ વિવિધ દેવાલયોનાં અને બીજાં ધર્માદા ફંડોનો બરોબર ઉપયોગ થાય તેનો તપાસ કરવાનું પણ આ પરિષદ ધારે છે. આ સર્વ બાબતો ઘણી મહત્વની છે અને જેવી રીતે એ વિષયોને વાસ્તે ભાષણો થાયછે તેવીજ રીતે કાંઇ કામ થાય તો બેશક ઘણોજ ફાયદો થાય. ધર્માદા ફંડો સચવાઇ, તેને દેશી વૈદક શીખવામાં અને એવાજ બીજાં કેળવણીનાં કાર્યોમાં જો તે ફંડોના પૈસા વપરાય તો એનાથી ઘણો મોટો ફાયદો થવા સંભવ છે. પણ કાર્ય થવું જોઇએ!

* * *

મી. મલબારીની 'સાંસારિકા'માંની લીટીઓ વાસ્તે ઉઠેલા સવાલની વાત સર્વ કોઇના ધ્યાનમાંજ છે. તે સંબંધી પાર્લામેન્ટમાં ઉમ-



ાવોની સભામા મનાવ પૃછાયો હતો અને હેનામા આવ્યુ હતુ કે આ ગ્રહસ્થને નાહક ા વાસ્તે ખોટો કહેવો પડ્યો તેના જવાબમા ારકારના પ્રતિનિધી ઉમરાવે કહ્યુ કે એતો મી લબારીના પેપરમા એ વાત લખાઈ હતી તે પર ડાઇરેક્ટરે અભિપ્રાય આપ્યો અને તે ાાપના તેને હક હતો જવાબને વાસ્તે તો ેટલુંજ કહેવાનુ કે ઉમરાવ જવાબ આપના ધાયા હતા એટલે ફાઇક મોની નાખ્યુ એમા ાર્થ કેટલો છે એતો દેખાય છેજ ! આ જ- ાબ થઇ રહ્યા પછી બે ત્રણ ઉમરાવે તે પર ટીકા કરી અને જણાવ્યુ કે જે ગ્રહ સ્થની વફાદારી સિદ્ધ થયેલી છે અને જેની આબરૂ પણ સારી બધાયેલી છે એવા ગ્રહસ્થ ઉપર એકદમ વેહેમ લાવવો એ મુબાઇ સર કારને ઘટતુ નહોતુ અને કોઇપણ વાક્ય ઉપર તેનો સબધ જોયા વગર વધારે ભાર મૂકી તેનો અર્થ કહાડવો એ ડહાપણ ભરલુ કહેવાય નહીં બહુ ખુશીની વાત છે કે ઉમરાવોએ આ બાબત ઉપર લક્ષ આપ્યુ છે હિંદુસ્તાનની દરેક બાબત ઉપર જો એટલુ પણ ધ્યાન આપતા રહે તો આગળ ઉપરની મોટી આશા રખાય

* * *

આગલા દિવસ સુધી અમે એમ સમજતા હતા કે અમારા અમદાવાદમા વરઘોડો વિગેરે કહાડવાની સગવડ જેવી બની શકે છે તેવી કાઇ પણ બનતી નથી અને બનશે પણ નહીં ગાડી, ઘોડા, પાલખી વીગેરે જેને જોઇએ તેને તરત પૈસા ખરચે એટલે, નાના અગર મોટા સર્વ માણસને મળી શકે છે પણ હવે અમારે કબૂલ કરવુ પડશે કે વડોદરાથી અમે પછાત પડ્યા કારણ થોડાકજ દિવસ ઉપર શ્રીમત સરકાર ગાયકવાડે કૃપાવત થઇ કેટ લીક સગવડ કરી આપી છે અને તે આજ્ઞા પત્રિકામા પ્રસિદ્ધ કરી છે અને તે એવી છે કે હવેથી જેને ગાડી, ઘોડા, હાથી વીગેરે જે કાઇ જોઇતુ હોય તે સરકારમાથી અમુક રી ભરે, અને મેળવી, સરકારમાથી મળી શકે એમ છે હાથી ના દશ રૂપીયા, પાલખીના પાચ રૂપીયા વીગેરે બળદની ગાડી, ઘોડાની ગાડી એમ બધાનો દર ઠરાવ્યો છે જાજમ, ચાદરા વિગેરે અમુક ચોરસ ગજે દહાડાના બે આના કે ચાર આના આપે એટલે મળી શકે એમ છે દર પણ એકદર વ્યાજબી અને બધાને સુલભ પડે તેવા છે! બહુ ખુશીની વાત છે! ઉત્પન્નનુ ઉત્પન્ન, અને સગવડ, બે વાત!

---

## સમાલોચના.

### સદ્ગુણી હેમત કુમારી કર્તા સો. કૃષ્ણગૌરી.

સ્ત્રી કેળવણી વધારવાની ઉત્કંઠા ચારે પા- સથી જણાવવામા આવે છે તેની આવશ્યક્તા અને તેની ઉપયોગીતા બતાવવા ઘણા લોકો યત્ન કરી રહ્યા છે છતા પણ આ બાબતમા ઝાઝો સુધારો થયો હોય એમ દેખાતુ નથી આથી જણાય છે કે હજી જનસમૂહને સ્ત્રી કે ળવણીના ફાયદાની ખાત્રી થઇ હોય એમ લા ગતુ નથી વાસ્તે એ કેળવણીથી થતા ફાયદા તેને અભાવે થતા ગેરફાયદા અને સસાર વ્યવહારમા પડતી અગવડોની તાદૃશ્ય સ્થિતિ જનસમૂહને પ્રત્યક્ષ કરવામા આવે તો તે અ સ્થાને ગણાશે નહીં આ સસાર સુધારાની નાનકડી વારતા એજ ઉદ્દેશથી લખાઇ છે અને તેમા બતાવેલો ચિતાર યથાસ્થિત છે પુસ્તક ના ગુણ દોષ બાજુ ઉપર મુકતા, કર્તાની કે ળવણી ઉપરની પ્રિતી, અને અડચણો ખેડી શિક્ષણ લેવાને કરેલા પ્રયાસ વાસ્તે તેમને ધ ન્યવાદ ઘટે છે

આ પુસ્તકની લેખન પદ્ધતિ કરતાં તેનો વિષય વધારે મહત્વનો છે. એટલાજ વાસ્તે આ પુસ્તકને સાહીત્યનું અંગ ગણી ગુણ દોષ વિચારવા એ ઉચિત નથી. છતાં એટલું તો કહેવું યોગ્ય છે કે ભાષા સરળ અને શુદ્ધ છે, અને કેટલેક ઠેકાણે વર્ણન કરવાનો જે પ્રયાસ કર્યો છે તે કેટલેક અંશે સફળ થયો છે. પણ કોઇ વખત અસ્થાને વર્ણન થવાનો દોષ દેખાય છે, દાખલા તરીકે સાતમા પ્રકરણની શરૂઆતમાં ગ્રીષ્મ રૂતુના વર્ણનની જરૂર કાંઇજ દેખાતી નથી. પાણીના બેઢાની તકરાર થઇ તે બીજી રૂતુમાં પણ માથેથી પડે એ સ્વાભાવિક છે. ઉન્હાળો હતો એટલુંજ કહેવાને વાસ્તે કેટલાક ખંડાળે જાય છે અને કેટલાક મહાબળેશ્વર જાય છે એ કહેવાની ખાસ અગત્ય દેખાતી નથી. આથી માત્ર કર્તાનું બાહ્ય જગતનું જ્ઞાન જણાય છે અને તે વાત પુસ્તકને અન્ય સ્થળેથી પણ માલમ પડે છે. સાહીત્યની અને અન્ય બાબતોની પણ કર્તાને સારી માહીતી છે એ દેખાઇ આવે છે. પુસ્તકમાં આવતી કવિતાઓ સારી રચાઇ છે, અને સ્ત્રીઓને ઉપયોગમાં આવે એવાં સારાં ગીતનો સંગ્રહ કરી છપાવે તો, જ્ઞાન સાથે ગમ્મત આપી, પોતાની ભગીનીઓની સારી સેવા બજાવી શકશે. પુસ્તકની વસ્તુ સરળ છે અને વારતાને તે રસ્તે તે ઉચિતજ છે. આજ કાલનાં યુનિવર્સીટીના વિદ્યાર્થીઓ માફક કર્તાનો પણ ભાષણ કરવાનો શોખ પુસ્તકમાં જણાઇ આવે છે. તેમજ શાળાના વ્યવહારની, કર્તાના મન ઉપર પડેલી છાયા પુસ્તકમાં સ્પષ્ટ દેખાઇ આવે છે.

સૌથી વધારે મહત્વની બાબત પુસ્તકના વિષયની છે. આ પુસ્તકમાં આવતા સર્વ વિષય ઘણાજ મહત્વના છે અને સંસાર વ્યવહારમાં જે વિષયના અજ્ઞાનને લીધે ઘણું નુકશાન થાયછે તેવા વિષયો ચર્ચી, સ્ત્રી જાતિને ખરી કેલવણી આપવામાં જે મદદ આ પુસ્તક કરવા ધારે છે, તે ઘણું સ્તુત્ય છે. કર્તાના આ પ્રયાસને અમે અંતઃકરણ પૂર્વક અભિનંદીયે છીએ. માત્ર એક ઠેકાણે જ્યાં સ્ત્રી દાક્તર જવાની તૈયારી કરે છે અને ગાડી જોડાવે છે અને ચહા તૈયાર છે તે પીલે છે તે સ્થળે વિચારનું ઉતળાપણું જણાય છે. સ્ત્રીની ખરી કેળવણીનું પરીણામ, ગાંભીર્ય આવવામાં છે. પોષાકની ટાપટીપ કરી ફરવા નીકળવું, અને તેમાંજ ફળની સમાપ્તિ કરવી, એ કેળવણીનો અનર્થ કરવા જેવું છે. વિશેષે કરીને સ્ત્રીની અજ્ઞાન સ્થિતિ સુધારવાની કર્તાની ઉત્કટ ઇચ્છા સર્વ ઠેકાણે ઉભરાઇ જાય છે. ગમે તે ઉપાયે અને ગમે તેટલી મેહેનત કરી સ્ત્રી કેળવણી ફેલાવવાનો દૃઢ આગ્રહ સ્પષ્ટ દેખાઇ આવેછે. આ ગુણ વાસ્તે કર્તાને ઘણુંજ માન ઘટે છે.

એકંદર સર્વરીતે જોતાં કર્તાનો પ્રયાસ ઘણો સ્તુત્ય છે અને આ તેમનો પ્રથમ પ્રયાસ ઘણો સારો નિવડયો છે એમ કહેવાને કાંઇ બાધ નથી. એવીજ રીતે ખંતથી પ્રયાસ ચાલુ રાખશે તો આગળ જતાં ઘણો ફાયદો થશે એમાં સંશય નથી.

---

## સ્ત્રીઓ માટે ખાસ.

દીલગીરી સાથે જણાવવું પડે છે કે, આ વખત ઉપરના મથાળાનો લેખ, અમારા હમેશાના લેખક તરફથી આવી શકશે નહીં, એવો પત્ર મળ્યો છે. આવતા માસમાં, પોતાનો લેખ મોકલી, વાંચક વર્ગને નિરાશ ન કરવાની ખાત્રી આપી છે.

તંત્રી, અરૂણોદય.

---



શુદ્ધ વનસ્પતીનું

# કામદીપોત્તેજક ચુર્ણ

ફક્ત પુરૂષો માટે.

## ચમત્કારી દેશી ઔષધ.

### ધાતુપુષ્ટિ માટે અકશીર દવા.

આ ચુરણ ધાતુપુષ્ટી માટે એક અતી ઉત્તમ ઉપાય છે. પુરૂષો અને વિદ્યાર્થીઓએ આ દવાનો ઉપયોગ કરવાથી તેઓના શરીરમાંથી નબળાઇથી ઉત્પન્ન થયલાં બધા દર દોનો નાશ કરી, શરીરના દરેક અવયવ પુષ્ટ બનાવે છે, આંખે આવતાં અંધારા, માથાનુ દુખનું, કમરનું દુખવું, પીશાબ મારગે ધાતુ જવી, યાદદાસ્ત શક્તિ ઓછી, હાથ પગનુ, મુંજવું, કામ કરતાં કંટાળો આવવું, જુવાનીમાં બુઢાપા જેવી હાલત, જુવાનીમાં ટુંકી નજર, ચહેરાનુ ફીકાપણું, સાંધાનો દુખાવો, ખાંસી, દમ, હાંફણુ, ગરમીના રોગ વગેરે દરદોનો, ધાતુના નબળાઇથી થાય છે તે આ દવા વાપરવાથી શરીરમાંના બધા દરદો દુર થઇ શરીર બહુજ પુષ્ટ થાએ છે પાચન શક્તિ સુધરે છે જેથી ભૂખ બહુ લાગે છે. ઝાડો સાફ આવે છે. આ ચુરણ દેશી વનસ્પતિમાંથી બનાવવામાં આવે છે ફક્ત ત્રણજ દહાડા વાપરવાથી ફાયદો ન થાય તો પઇસા પાછા આપવામાં આવશે, પુરૂષ વરગેજ આ દવા વાપરવી સ્ત્રીઓએ એ દવા વાપરવી નહીં. કીમત તોલા ૧૨ ની શીશી ૧ નો રૂપીઓ દોઢ છુટક તોલા એકના આના અઢી.

વાપરવાની રીત–વીશ વરસની ઉમર ઉપરના માણસે ચુરણ તોલો અરધો સવારના મધ સાથે તથા રાતના સુતી વખતે તોલો અરધો મળી દીવસમાં તોલો એક ખાવી.

૧૨ થી ૨૦ સુધીની ઉમરનાએ દરેક વખતે તોલો ૦ાા મધ સાથે ખાવી. પરેજી કાંઇ નહી.

### સરટીફીકટ.

નગર હવેલી તા. ૪ થી એપ્રીલ ૧૯૦૦

હુ નીચે સહી કરનાર ઘણી ખુશીની સાથે જણાવું છુ કે મે 'સપટ' ની શીશી એક નામે "કામદીપોતેજક ચુરણ" લેવાથી મને સ્વપનામાં ધાત જવાથી થતી નબળાઇ દુર થઈ છે તેમજ સાંધાની કળતર પણ નરમ પડી છે વળી એ ચુરણ લેવાથી પેટ પણ સાફ આવે છે. જો બે શીશી લીધી હોત તો એથી પણ ઘણો ફાયદો તેથી મારી ભલામણ છે કે એ શીશીનો ઉપયોગ કરવો. આ સરટીફીકટ ખરો ફાયદો જોઇનેજ આપી છે.

**આદરજી હોરમસજી દાદરાવાળા,**

તે નગર હવેલીના સબ જડજ.

## સપટ એન્ડ કંપની.

બુદ્ધી વરધક સ્કુલની સાંમે, ૨૫૯ કાલબાદેવી, મુંબઇ.

તાજા કલમ—સપટ કું૦ નામ વાંચી લેવું નકલીયાત માલથી સંભાળજો.

ESTABLISHED IN 1898.
RESPECTABLE & RELIABLE FIRM

**The City Watch and Clock Store.**

85, Baoroo Chatterjee's Sttreet, Calcutta

**Agency of Germany and France,**

Just received a fresh consignment of 2,000 watches for sale.
Guaranteed for 3 years.
ACCURATE TIME KEEPER.

**Money returned if not approved.**

## Railway Regulator Watches.

| | | |
|---|---|---|
| No. 1 Railway Regulator watch, | Rs. 3 8 0 | each |
| „ 2 „ „ | „ 4 8 0 | „ |
| „ 3 „ | „ 5 0 0 | „ |
| Curzon „ | „ 5 8 0 | „ |
| Imitation golden Indian watch. | Rs. 6 8 0 | „ |
| „ Turkis watch | „ 9 0 0 | „ |
| „ Stop „ | „ 8 0 0 | „ |

These are excellent Watches Keyless. Jewelled enamelled, dialed perfect. Time Keepers and very strong watch, movement 30 hours cylinder escayement size both Ladies and gentlement's We strongly recommend the general public to use these watches Trial orders solicited. The above prices are included with a nice Canadian gold Chain and Locket.

TESTIMONIAL.

(1) Mr. J. J. Macdonald, Beach Road Upper Colaba, Bombay, writes: It keeps splendid Time and never stopped although sustained Hard Knocks and Jerks.

(2) Dr. M. N. Banerjee, M. D. No. 2 College Street, Calcutta, writes: *This is to certify that I have used your Railway Regulator Watch No. 2 for a long time and have found it a reliable time-keeper and I can safely recommend it to the public as a good strong cheap and accurate watch.*

(3) Mr. B. N. Mukerji Agent and Railway Contractor 3/1 Brindabun Mullick's Dane Calcutta, writes: *I have the pleasure to certify that your Railway Regulator watch has given me great satisfaction. It keeps accurate time and well suited for rough use and no doubt it is valuable to those who required cheap, and reliable time keeper.*

(4) Babu a Banerjee Agent to the Rajah Bahadur of Hetampore writes: *I am very glad to certify that the Railway Regulator watch which I received from you is an excellent time keeper; it is in my use from a long time. I can safely recommend to the public to use these watches.*

(5) Mr. A. T. Ramasawamy, 77, Chamarajpet, Bangalore writes: *I strongly certify that the watch supplied to me gives correct time.*

## WRIST WATCH.

WONDERFULLY CHEAP.

Complete with wrist strap. Guaranteed for 2 years, Price Rs. 10 each.

## MUSICAL CLOCKS.

Like carriage clock in size, keep accurate time and play sweet airs ( for notes of music ) before striking hours and half hours Price is very small Rs. 10 each.

Time pieces of all descriptions and prices are available.

## AMERICAN CARRIAGE CLOCKS.

*Handsome with glass sides and visible escapement* (so that the interior mechanisim may be seen) keep accurate time, strike hours and half hours Price Rs 6 each Do, Better quality Rs 8-8 each.

The clocks and watches are well regulated and adjusted before despatch. Orders promptly executed and goods sent by V P. P.—Postage extra.

Apply only to the Manager.—

THE CITY WATCH & CLOCK STORE

*85 Bechoo Chatterjee's Street, Calcutta.*

CALCUTTA ESTABLISHED 1885

## WONDERFUL DISCOVERY

## SPCIFICS FOR HYDROCELE

AND ELEPHANTIASIS.

GUARANTEED to cure the above mentioned diseases of any nature and of any standing period by using these medicines externally. They are quite harmless and free from any injurious ingredients. I strongly recommend these to have a fair trial Price Rs 2-8 per phial each

## TESTIMONIALS

An Executive Engineer, P. W. Ds, Calcutta, writes, seems to have been now quite absorbed by your medicine, and I am much pleased at the result

A Europepn Civil Surgeon, Chattrapur, writes —I am trying to petronize your specifics as I found them to be really good *andefficacious.* Please send 4 phial by V. P. P.

MR AZIZ, M. A, Barrister-at-law, Jubbulpore writes :— ' Very happy to inform you that your specific produced the required result for which I am gratefull to you. "

APPLY TO DR. S GHOSHA, Specialist

85 BECHOO CHATTERJEE'S STREET,—*Calcutta.*

# THE ARUNODAYA.

# અરૂણોદય.

પુસ્તક ૨. તા૦ ૧૫ માહે ફેબ્રુઆરી ૧૯૦૨. અંક ૧-૨.


## TO OUR READERS.

Very near two years back the late editor started this monthly in the youthful enthusiasm to serve his dear old country. The main object of the monthly was to popularize the social, political, religious and literary problems of the day. He promised in the first issue "to devote all surplus profits in publishing in Vernaculars a summary of all the important speeches delivered at the Congress and the Social Conference." We further thought of "laying before the masses, the aims and objects of our Congress and the Conference by means of small pamphlets and by organizing a series of lectures at all places possible." When the cruel hand of death removed him from our midst; and when he was no more to do anything beyond a mere beginning of the highly commendable but exacting task he had undertaken, there was no course left open to me but to do what little was possible for me to do justice to the noble aspirations of a friend. I have tried my utmost to keep true to the promises given by the late Editor and myself, though I am fully conscious that I have not been able to fulfil all the separate items of our programme.

When we set to review the work done by our monthly in these last two years we are glad to note that we have discussed a variety of subjects. During the latter part of the year we introduced into the monthly literary criticism and have afterwards invariably given two pages to the subject. In criticism we have departed from the usual way adopted by all the Indian monthlies. Newspapers here always have a a good word to say and that too in the most flattering language possible, for any trash that sees light, even if the contents be such

as are not worth the paper and the printing charges We congratulate ourselves on being the first to introduce honest criticism, recognizing merit wherever it be, not failing to give a hard hit when it is necessary.

We are also glad to observe that our monthly has been fortunate enough to 'secure contributions now and then from the most enlightened persons of the Presidency We also got a number of short stories from a Gujarati lady which we hope, interested our female readers. We shall always welcome any contributions from the fair sex and our columns are always open to them

But while we place before our readers the work done by us, we are fully conscious of our faults. We have to offer our apologies to them for allowing our monthly to pass through a state of hibernation.

We had to stop publishing the issue every month for these last few months because of some unavoidable difficulties. We have been able to surmount them and henceforth we hope to be punctual in sending out issues to our subscribers and regular in its management. We are extremely thankful to our subscribers for the kind patronage they have extended to this monthly. We have said twice last year and we repeat once more "that we do not want to make any profit whatever from our undertaking." We have worked at a loss last year, but we hope to make up for it this year.

---

## THE NEXT CONGRESS.

The question which is at present puzzling the brains of the people on this side of the country is one concerning the location of the next session of the Indian National Congress. It was the turn of the Bombay Presidency to invite the Congress and our public leaders have done it. Now comes the question of ascertaining what city is going to have the Congress. The various arrangements for receiving and accomo dating the delegates are not accomplished in a moment. The fortunate city, which is going to invite the Congress, should be already up and doing by this time. But as yet we do not hear of any movement going forward anywhere in the Bombay Presidency. Possibly it might appear as a sort of mystery to the other Presidencies. But to us in the Bombay Presidency,

it is as plain as daylight. Last December there was some talk of Ahmedabad inviting the next Congress. Some local pleaders were said to have addressed a letter to the Hon. Mr. Gokaldas Parekh, asking his advice about inviting the Congress to Ahmedabad. But nothing more was heard of the letter. Neither did we come to know who had the goodness to think of such a meritorious deed, nor did we ever hear afterwards of Ahmedabad and the Congress falling together. But it was an open secret, that momentary in tention of Ahmedabad of inviting the Congress. Now the whole of the Bombay Presidency seems determined to see what Ahmedabad means to do. Under the guise of this thorough apathy and carelessness all round, the Presidency is laughing in the sleeve over the present ridiculous position of Ahmedabad When the rabit is thoroughly worn out in the chase, it shuts the eyes and covers them with the ears and believes that it is visible to none. So also this poor Ahmedabad manages to believe, even when the whole of India is staring *at it, that nobody* minds this worm like city, intent on spinning and weaving. Never was a greater mistake committed by anybody, anywhere in the world. That avidity for amassing money, that secondary spring of action, cupidity drowns all other voices, all springs of action. Humanity, benevolence, generosity, ideas of honour and prestige, all noble ideas, sentiments and virtues are trampled, crushed and destroyed by this greed for money. All heroic ideas, all ideas of elasticity after a blow, have departed long since under the influence of this all absorbing motive. Such an overpowering instinct which brings wealth to the city, and in its train seeming prosperity, is really a curse in disguise Men, under this influence, never know what is pleasure Nothing pleases them except the idea of getting a pie though that pie is bound to be use less in their rusty coffers. God doth devise such curses in the guise of favours Even like a miser in the fable who starved owing to his wonderful gift of turning everything he touched into gold, it is said of our Ahmedabad millowners that the first morning whistle of the mills awakes them along with their mill-labourers We earnestly hope our rich men here

will not fall into such low depths. For once, they should think of honour. Matters have come to such a crisis, that Ahmedabad will be branded with a stain for ever. It is not difficult to raise the necessary funds. As we pointed out last year, Poona could send in Rs. 20000 after a lavish expenditure of Rs 30000 in the entertainment of the delegates. We can comfortably manage everything, including our quota towards the British Committee funds, within Rs. 50000. We can well expect Rs 16000 from the delegates and Rs 5000 more from Kathiawar. About Rs. 10000 from Bombay and other parts of the Presidency can safely be counted upon. So we have only to raise up Rs 20000 from Ahmedabad Ahmedabad can boast of 27 Spinning and Weaving mills one Match factory, one Soap factory, two Dyeing factories and a number of hand-looms. The aggregate paid up capital of these industries amounts to something near two crores and we have come to know, after careful inquiries that almost all of the capital comes from the hoarded treasuries of the rich and the middle classes here. We see from these figures that the matter of funds will be the least troublesome part of the work. The next thing will be to find accommodation for the delegates. No doubt there would be some difficulties in this respect. It would not be easy to find suitable and convenient places at once. But these are not difficulties which can prove insurmountable. The most important item in the preparation for a session of the Congress, would be a number of enthusiastic workers. This is the province of those who style themselves public men. It is the duty of those, who call themselves educated and who are conscious of the good that such an institution as the Congress confers on the country. Such sleeping institutions, as the Gujrat Sabha which are considered to be the public bodies, ought to rouse up and move in this matter. The same bane which has almost smashed the liberal party for the present, is found playing havoc here also There are rival factions among the public workers and even the small number of public workers is likely to be engaged rather in private grudges than in public duties. Under such circumstances, work is impossible and the natural consequence would be that Ahmed-

abad would be considered either incapable or unwilling to work in the cause of the country Neither of the comments would be complimentary. Everywhere all institutions and momentous works are really managed by a few persons only, though the credit and blame are shared by many. Hence those few ought to be careful about the credit or blame which is to accrue to many owing to their carefulness or otherwise. The responsibility is theirs and the greatness lies in bearing it up manfully. We would like to see our public men here, of whatever caste, creed or distinction, working shoulder to shoulder showing to the world that the ancient metropolis of Gujerat has something in it, which really deserves a word of praise Let us therefor be up and doing. Let our public men begin at once by inviting the Congress and beginning the work at once. We hope our repeated knockings shall not go unheard.

---

## THE HINDU SOCIAL REFORM.

Few subjects in the world can find a space for all sorts of fancies and idiosyncracies, which find an easy entrance in the Hindu Social Reform. Each one sets out to ameliorate the deterio rated state of the Hindu society, with a peculiar hobby of his own. Even a Mrs Fuller felt compassion for her sisters in India and in real earnestness, tried to grapple with the problem of improving their lot, by a book. She thinks that the best way would be to convert all the women of India to Christianity. Apart from the usefulness or otherwise of her suggestion, she has her say about the problem The result is that there is an amount of talk about the Social Reform, ranging over the last half a century, but very little of solid practical work. Many and diverse are the reasons that have contributed to bring about this result. We are quite aware of the many sins of omission and comission, perpetrated by the ignorant Hindu community, which have clogged the advance of reform and which are never allowed by the modern reformers, to pass without a sneer. But the principal fault lies with the reformers themselves They are the elite of the community and as such, they are in duty bound to lead the people to the paths of reform. This work is not accomplished by flinging abuses broad-

cast, but by gradually winning the confidence of the people at large. The path to that goal is not smooth, and the personality of the worker is likely to undergo a severe criticism, in that journey. It is exactly there, that the modern reformers have broken down. They ought to be prepared to advance the work, without caring for the personality of the man who takes it forward. If the public voice against a certain person, at a certain stage of the reform, be very strong, he ought to be prepared to transfer the work to a man who is in the good graces of the populace, and who is likely to carry the work through easily. But unfortunately with us, the reformers rather than the reforms are found in the front; and in the nick of time, we will find our leaders fighting like Kilkenny cats. For this very reason, it is very difficult to find any single period of ten years during which the current of reform has run smoothly forward. As a direct result of this, every one tries to find out a novel way of reform, which would help him to come in the forefront. Amidst this multiplicity of ways, the right one is often lost in the resulting confusion. And it would be no wonder, if the proverbially orthodox Hindus refuse to listen at all to these reformers, one and all, if they find that they do not agree even among themselves. We are rather to thank them for their kindness in hearing us, and to admire them for their readinss in adopting any reform, when they once see its usefulness.

Another thing which tends to create suspicion for these reformers, is the double life that they live. People find them preaching one thing and practising another. In almost all walks of life, personality of a man goes a great deal in achieving success. Especially in these matters, a single prominent example set by a renowned reformer, creates a greater impression on people's minds, than the lectures of a dozen of them put together. Reformers can do much to elevate the condition of the country, if they only care to remove these defects and work steadily with a singleness of purpose. No single individual can achieve all things; and in trying to do everything, they will be able to do nothing. There would be

an amount of facility and saving of energy, if different batches of reformers undertake to bring about certain specified reforms. The most important and crying question of the day is Foreign Travel? The subject has set loose many a pen and tongue, but as yet nothing practical is in view. As we suggested last year, the most practical thing would be to convene a national assembly of shastries from all parts of India, and to have it settled, once for all, that foreign travel is not prohibited by the shastras. No shastras prohibit foreign travel, but there is a deep rooted belief in the popular mind that the shastras prohibit foreign travel; and the first step should be to prove the falsity of this belief. When once this much is done, and the result is widely known, we are confident that the people would require no more *persuasion to cross the seas.*

As for the question of widow-remarriage, we would ask some of the learned reformers to think more on the subject. Upto now, we find there is more impulse than reasoning in the arguments for widow-remarriage, and the few remarriages that have been brought about are rather the result of persuasion, than the concrete examples of an abstract doctrine, well settled and reasoned out

There are many more reforms, which are necessary to raise the tone of the society. But these reforms are only possible, when women cooperate with men, to bring them about. Hence female education is found to be at the root of all these reforms. Our modern reformers do not seem to have grasped this truth in all its magnitude. Woman is always the moving force, that sets the man aworking. Males may talk, but no reforms can be brought about, if females throw in a hitch. So if women are properly educated, the first and the foremost step towards advance is secured. Again the education of a woman does not consist merely in schoolroom lessons, or a University examination. They are meant to form a complementary part of a man's nature. They are not designed to play and also cannot play a similar part, in the world, to that which is assigned to man. Theirs is a different sphere, and with them, as our contributer in the Gujerati columns says, the heart is the principal thing to be edu-

cated. Many an European nation can take this lesson from us with advantage, and remove the vexation, sometimes caused by the education of the head alone in a female. The equality of the rights of men and women consist in being complementary to each other, and in being useful in their own different functions of life. Extend the sympathies of the woman in India and the reformers would accomplish more than their most sanguine desires would have hoped to achieve.

We are most desirous that our reformers, who deserve no little credit for the work they have done, would in future be more true to themselves, and instead of merely lecturing away at random, they would always devise those methods, which would secure earnest workers in this beneficial and patriotic work, and which would result in continuous practical work.

## Prise Coupons.

We have thought it advisable to encourage our young readers by offering prizes for the greatest number of correct English words that can be formed from the letters of the word in the Prize Coupon at the end of the issue every month.

We offer two prizes, the first of Rupee one and annas eight and the second of annas eight only, to the first two competitors.

All competitors should write on one side of the paper only, and all applications should be accompained by the Prize Coupon cut out from the issue, and one half-anna postage stamp. None but the correct words will be taken account of. The editor's decision shall be final. All applications should reach the office before the 5th of the succeeding month.

The names of the prize-winners will be published in the next issue.



# અરૂણોદય.



ઘોર અંધકારમાંથી અરૂણને ઉદય પામતાં ઘણી અડચણો પડી. ઉદય પામ્યા પછી પણ દૈવનાથી થયું એટલું કર્યું. ઉદયકાર ઉપર તેણે વૈર લીધું અને અંધકાર પુનઃ થોડીવાર જયવંત નીવડયો. ઉદયકારની તીવ્ર ઇચ્છાથીજ તેના ગયા પછી પણ અરૂણના ઉદયનું કાર્ય ફરીને ચાલતું થયું. ઇશ્વરની એવી કાંઇ વિચિત્ર કૃતિ છે કે સારા કાર્યને હમેશ ઘણાં વિઘ્ન નડે છે. તેજ પ્રમાણે ઉગતા અરૂણોદય ઉપર કેટલાંક કારણથી કાળાં વાદળાં આવ્યાં અને જો કે ઉગતા અરૂણોદયને અસ્ત કરવામાં તો ફતેહમંદ ન નીવડયાં, પણ તેને થોડો કાળ દુનીયાંની દૃષ્ટિમર્યાદાની બહાર મૂકવા તો ચૂકયાં નહીં. આટલો કાળ વ્યતીત થયા પછી દેખા દેતા અરૂણોદયને સુજ્ઞ વાચક વર્ગ એક ભૂતકાળની વસ્તુ જાણી સ્મૃતિમાંથી ખસેડી તો નહીંજ નાંખી હોય. અને જો કદાપી તેમ થયું હશે તોપણ ફરી તેની યાદ લાવતાં અમારે વધારે વિવેચન નહીં કરવું પડે તેની અમને ખાત્રી છે. થોડા વખતમાંજ જનસમુદાય અમારા ઉપર પ્રેમની -દૃષ્ટિએ જોવા લાગેલો છે, એ વાત વિવિધ ચિન્હથી અમને સ્પષ્ટ દેખાય છે. માત્ર આ સ્થળે કેટલાંક કારણથી પડેલા આ વિચિત્ર ભંગાણને માટે અમારા સુજ્ઞ વાંચક વર્ગની ક્ષમા માગી, હવે પછી તેમની સેવામાં તત્પર રહેવાની ઇચ્છાજ દર્શાવવાની છે. અત્યાર સુધીમાં કેટલાક દોષ અમારામાં ચાલતા હશે તેનો અને બીજી કેટલીક બાબતનો ખુલાસો શરૂઆતમાંજ આ સ્થળે થઇ જાય તો આગળ જતાં ઉભય પક્ષનો સારો સંબંધ થવા સંભવ છે. તેથીજ કેટલીક નજીવી દેખાતી બાબતો અત્રે લખવા ધારીયે છીએ.

પત્રમાં કેટલેક અંશે અનિયમિતતાનો દોષ આવેલો છે. અને ઘણા ગૃહસ્થોએ અમારૂં લક્ષ એ બાબત ઉપર ખેંચેલું છે. એ દોષ અમારી ધ્યાન બહાર નહોતો. પરંતુ गतं न शोचामि એ વાક્ય અનુસારે પાછળ કીયા કારણથી એ દોષ આવતો હતો તે વાત બાજુ ઉપર મૂકી, હાલ એટલુંજ કહેવાનું છે કે હવેથી હમેશ નિયમસર દર મહીનાની પહેલી તારીખે આ પત્ર બહાર પાડવાની કાળજી રાખવામાં આવશે, તેમજ બીજી બધી રીતે પત્રની અંતર્વ્યવસ્થાની પૂરતી રીતે કાળજી રાખવામાં આવશે.

આ પત્રનો ઉદ્દેશ તો સર્વ કોઇના જાણવામાં છેજ. તેમાંથી પ્રાપ્ત થતો નફો પણ દેશહિતનું કાર્ય સાધવામાંજ વાપરવાનો છે તંત્રીને અગર કોઇને પણ આ પત્રનો નફો લેવાનો નથી. નફો થવો ન થવો તે વાચક વર્ગ ઉપર છે. સુજ્ઞ ગ્રહસ્થો ઉદાર આશ્રય આપે તોજ આવાં કામ નભી શકે છે. આવા પત્રનું અસ્તિત્વ તેમજ વૃદ્ધિ એ ગ્રાહકો ઉપરજ છે. સદાકાળ કોઇપણ માણસ ખોટ ભરી શકતો નથી. ગયા વર્ષમાં આ પત્રને ખોટ ગયેલી છે. તેથી સુજ્ઞ ગ્રહસ્થો પોતાનાં લવાજમ આપવા તત્પર થઇ આવાં સાર્વજનિક કામને આશ્રય આપશે એવી આશા છે. આપણામાં એમ મનાય છે કે વેલ્યુ પેએબલ આપવું પડે એ ગેર આબરૂ છે. પણ આ પત્રના લવાજમ જેવી થોડી રકમને વાસ્તે એ રસ્તો ઘણો સગવડ ભરેલોછે. આવા કારણથી આ પત્રનો ચોથો અંક વેલ્યુપેએબલ મારફતે મોકલવાનો વિચાર છે. તો દરેક ગ્રહસ્થ કાંઈ આડો વિચાર નહીં કરતાં તે સ્વીકારશે તો મોટી કૃપા થશે. અમારૂં જુનું વર્ષ પુરૂં થઇ નવા વરસના બે અંક નીકળ્યા

હતા. પરંતુ હવે ચાલુ વર્ષના જાન્યુઆરી માસ થીજ શરૂઆત કરી, તે વખતથીજ નવા વર્ષનો પેહેલો અંક ગણવા વીચાર છે. તેથી આ વખત હમેશ કરતાં વધારે પૃષ્ટ છાપી આ અંકને બીજા વર્ષનો પેહેલો તથા બીજો અંક ગણુવામાં આવશે, અને લવાજમ પણ વર્ષની શરૂઆતથીજ ગણવામાં આવશે. અમારા ગયા વર્ષના લવાજમના પૈસા જે ગ્રહસ્થો પાસે બાકી હશે તે મોકલી દેશે તો મોટી કૃપા થશે. અમે તેમની પાસે હવે માગવાના નથી. સુગ્ન માણસ પોતે શું કરવું તે સમજે છે.

આ પત્રનો ઉદ્દેશ સૌથી પ્રથમ અંકમાંજ સમઝાવવામાં આવ્યો હતો. પણ તે હમેશ લક્ષમાં નહીં રહેવાથી આ પત્રમાં આવતા લખાણ વિશે કેટલીક ગેરસમજુતીને લીધે થતી ચર્ચા અમારા જાણવામાં આવી છે. આજકાલ આપણા દેશમાં વિદ્વાન વર્ગ અને જનસમુદાયને કાંઇપણ સંબંધ દેખાતો નથી. તે બન્ને વર્ગ એક ઉંડી ખાડીના સામસામે કીનારે ઉભા હોય એમ દેખાયછે. તેથીજ આપણા અગ્રણીઓના દેશોન્નતિ માટે થતા ભારત પ્રયાસનું કાંઈપણ ફળ દેખાતું નથી. જેને વાસ્તે તે પ્રયાસ કરવામાં આવે છે તે શું થાયછે તેજ સમજી શકતા નથી, તો તે પ્રમાણે ચાલી તો શકેજ ક્યાંથી ? જો એક બીજાને સમજી શકે તો ફળ થયા વગર રહેજ નહીં. આ પત્રનો ઉદ્દેશ જનસમુદાયને તેવું જ્ઞાન આપવાનો છે. જનસમુદાયને તેની ખરી સ્થિતીનું ભાન આપવું એ અમારૂં કર્તવ્ય છે. અમારા પત્રના અસંબંધ લાગતા જુદા જુદા ભાગમાં છપાતા જુદા જુદા લેખનું આ સૂત્ર છે. હાલના સમયમાં લોકસ્થિતીમાં બે મોટા વિષય છે. એક તો તેમની રાજકીય સ્થીતી અને બીજી સામાજીક. રાજકીય પક્ષમાં, લોકનું શું કર્તવ્ય છે, તેમણે કેટલું સમઝવું જોઇએ, તેમના રાજ્યકર્તાઓ તેમના ભલા વાસ્તે શું કરવા ધારેછે અને તેમને તેમણે કેવી રીતે મદદ કરવી જોઇએ, આ સર્વ સમજવું ઘણું જરૂરતું છે. આ સમજવામાં લોકનું ઘણું કલ્યાણ છે. એ જનસમાજને સમજાવવાનો પ્રયાસ અત્યાર સુધીમાં થયો અમારા લક્ષમાં આવ્યો નથી. એ પ્રયાસ જેમ વધારે થાય તેમ ફાયદાકારક છે. આ પત્રના ઉદ્દેશનો આ એક મૂખ્ય ભાગછે. રાજકીય અને સામાજીક સ્થિતી એક બીજા ઉપર ઘણો આધાર રાખેછે. એક સુધરે તો બીજાને સુધારે અને તે પાછી પેહેલાને સુધારવામાં મદદ કરે. તેથી સામાજીક સ્થિતીને વાસ્તે લક્ષ આપવું એ પણ ઘણું જરૂરતું છે. આ વિષય ઉપર લક્ષ આપવું એ આ પત્રનો બીજો ભાગ છે. આ બન્ને ભાગનાં સાધનોને પણ દાખલ કરવાં એ પત્રના મુખ્ય ઉદ્દેશમાં આવી જાય છે. મતલબ કે દરેક બાબતમાં બહુજ ખુલ્લી રીતે સ્પષ્ટીકરણ કરી હાલની સ્થિતી સમજાવવી અને ઉન્નત દશામાં જનસમુદાયને લઈ જવા યત્ન કરવો, એ આ પત્રનું કર્તવ્ય છે. સાધનોમાં સૌથી વધારે મહત્વ સ્ત્રી કેળવણીનું છે. જેમ બને તેમ આ વિષય લોકના ધ્યાન ઉપર વધારે લાવવો એ જરૂરતું છે. સાહીત્ય, માણસના મનને ઉચ્ચ દશા આપનારૂં છે. વાસ્તે વિવેચન વીગેરે કરી સદ પુસ્તકો ઉપર જનસમુદાયની પ્રીતી કરાવવી એ પણ ઇષ્ટ છે. આટલાજ ઉપરથી જુદાં જુદાં લખાણની આવશ્યકતા સમઝાશે. નવલકથા વિગેરે લખાણોથી રસ ઉત્પન્ન કરી સામાજીક વ્યવસ્થા દેખાડવી, તેમાં સુધારા સૂચિત કરવા, એ વિગેરે ક્રમ અસ્થાને નહીંજ ગણાય.

આ વર્ષમાં નવિન નવલકથાનો આરંભ કરવામાં આવ્યો છે. ગતવર્ષની નવલકથા પુર્ણ કરી થોડા વખતમાં બાહાર પાડવામાં આવશે, અને તે સંબંધી અમારા ગતવર્ષના ગ્રાહકોને ખાસ સગવડ કરી આપવામાં આવશે. ટુંકી નોંધમાં જાણવા લાયક કેટલીક માહિતી, વિશેષે કરી ઉદ્યોગ સંબંધી માહીતી, અને

કેટલીક દૈનીક અને અઠવાડીક પત્રોના ગરબડાટમાં તણાઈ જતી પણ ખાસ લક્ષમાં રાખવા લાયક બાબતો લખવામાં આવેછે. તેની ઉપયેગીતા વિશે કાંઇ કહેવાનું છેજ નહીં. આવી રીતના લખાણનાં મુખ્ય ધોરણ રાખવામાં આવ્યાં છે, પરંતુ ગમે તે વિષયમાંજનસમાજની સુધારણાની આવશ્યકતા જણાય, અને જેમાં આગળ વધવાની કાંઇપણ બાબત હોય તે સર્વ લખાણ આ પત્રને ઇષ્ટજ છે.

પ્રથમ અંકમાં બતાવ્યા પ્રમાણે વર્તવાનું અમને પણ ઇષ્ટ છે. અને પ્રસંગ આવ્યે તેમાં લખ્યા પ્રમાણે જુદે જુદે સ્થળે જાહેર ભાષણો આપી, પત્રના નફામાંથી નાનાં પાનીયાં છપાવી એ વીગેરે માર્ગે અમારો બનતો પ્રયાસ કરવાનો આશય છે.

આ પત્રમાં જુદા જુદા ગ્રહસ્થોએ વખતો વખત લખાણ મોકલી અમને ઘણા આભારી કર્યા છે અને તેમનો અમે ઘણોજ ઉપકાર માનીએ છીએ. વખતો વખત અમારા ઉપર એવી કૃપા કરતાજ રહેશે એવી અમારી આશા છે.

અમને અત્રે લખતાં ઘણીજ ખુશી ઉપજે છે કે ધીરે ધીરે સ્ત્રી લેખકોનો વધારો થતો જાય છે. ઘણાં પુસ્તકો સ્ત્રી લેખકોને હાથે લખાયલાં નજરે આવે છે. એટલુંજ નહીં પણ પત્રમાં લખવાની પણ શરૂઆત થાય છે. ગત વર્ષમાં નીમૈળાની સહીની આવતી ટુંકી વાતો અમારે વાસ્તે લખી એક સ્ત્રી લેખકે અમને ઘણાજ આભારી કર્યા છે. એવીજ રીને કોઇ પણ લખાણ લખશે તો અમે ઘણી ખુશીથી દાખલ કરીશું અને અમારા ઉપર તેનો ઘણો ઉપકાર થશે.

દીવસે દીવસે અમારો અને જનસમુદાયનો ગાઢો સંબંધ થાય, એવી અમારી અંતઃકરણ પુર્વક ઇચ્છા છે.

---

## કોંગ્રેસ અમદાવાદમાં ભરાવાને કાંઇ કારણ છે ?

**अवे तवेका सोलहि आना, अठेकठेका बार.**
**इकडं तीकडं आठहि आना, शुंशां पैसा चार.**

આજ દીન સુધી તો ઉપલો સવાલ અત્રેના કોઇ પણ મનુષ્યના મનમાં પણ નહીં આવ્યો હોય. વખતે કોઇ પરાયા માણસના દિલમાં એમ આવ્યું હશે કે આવતું હશે કે અમદાવાદમાં આટલા વરસ સુધી એકે વરસે કોંગ્રેસ કેમ ના ભરાઇ, અને આ વખતે સાં કેમ ન ભરાવી જોઇએ પણ અમારા શહેરના લોકને તો સ્વપ્ને પણ એમ નહીં લાગ્યું હોય કે અમદાવાદમાં કોંગ્રેસ ભરાઇ શકે. એતો સિદ્ધાંતજ થઇ ગયેલો કે આપણે શા, અને કોંગ્રેસ શી ? આપણાથી તે એ ભારે ખરચ ઉપડે ? આપણે તે વળી સરકાર કહેતા કે કરતા હોય તેની સામે આપણે અક્ષર પણ ના કઢાય, કે કોઇને આપણા શહેરમાં આવીને એવું બોલવા ના દેવાય, તો વળી બોલવાની સગવડ તે કરી અપાય ? એતો ભૈશાબ, અમારાં કામજ નહીં. આપણે ભલા અને આપણો વેપાર ભલો ! રૂપીયા ઉપર આનો ખાવો એટલે આપણે પૈસાદાર થઇએ ? આવા વિચાર અમારા રાજનગરવાસીઓના, પછી ગમે તો તે નાના હોય કે મોટા, મનમાં ઘુમતા હોય એમ લાગે છે. પરંતુ અમે ગત વર્ષે અમારા ઇંગ્રેજી ભાગમાં જણાવ્યું છે અને સિદ્ધ કરી આપ્યું છે કે અત્રે કોંગ્રેસ બોલાવવાની જરૂર છે એટલુંજ નહીં, પણ કોંગ્રેસને નોતરવાને આપણે બધાયલા છીએ. કલકત્તામાં ચાર ચાર વખત કોંગ્રેસ ભરાઈ, મુંબાઇ ઇલાકામાં ત્રણ વખત ભરાઇ અને ચોથી વખત ભરાવાની છે, અને આપણે આપણા શહેરવાસને મુંબાઇ ઇલાકામાંના બીજા શહેરનું અભિમાન ધરાવીએ છીએ, તો કોંગ્રેસની સ્વાગત કરવાની આપણી ફરજજ છે. લાખો રૂપીયાનો

શહેરમાં વેપાર ચાલે છે, જોઇએ તેટલા વિદ્વાન માણસો શહેરમાં ફરે છે, અને એલ એલ બી ઓ અને બારીસ્ટરો કોરટોમાં ઉભરાય છે. છતાં પણ અરાઢ વરસમાં એક વખત પણ કોંગ્રેસ અહીં ના ભરાય તે આપણને ઘણુંજ શરમાવા જેવું છે. અને જો આપણે અત્રે કોંગ્રેસ ન ભરાવાનાં કારણોનો વિચાર કરીએ તો બીલકુલ નીચુંજ જોવાનું થાય છે. સૌથી મુખ્ય સાધન જે પૈસા, તેને વાસ્તે અમે અમારા ગતવર્ષમાં પુરવાર કરી આપ્યું છે કે પૈસા જેટલા જોઇએ તેટલા મળી શકે એમ છે. નાના ગામો કે જ્યાં કાંઇજ વેપાર નથી હોતો, અગર ઝાઝા ધનાઢય લોકો નથી હોતા, તે પણ પૈસા ભેગા કરી શકે છે, તો આ નગરને પૈસા ન મળે એતો કહી શકાયજ નહીં. તેમાં વળી અમદાવાદને તો પૈસા ભેગા કરવાનું સ્થાન ઘણુંજ ઓહોળું છે. નથી સારી જગાની ખોટ કે નથી ઉતરવાને વાસ્તે સારાં મકાનોની ખોટ. ખોટમાં ખોટ માત્ર મનથી કામ કરનારની દેખાય છે. અમે એમ સમજતા હતા કે કોઇ ધ્યાનમાં વાત લાવનાર હશે તો શેહેરીઓની આંખ ઉઘડશે. તે ધ્યાન ઉપર લાવવા અને ઉંઘતાની ઉંઘ ઉરાડવા અમે નગારૂં વગાડયું. તેનાથી જાગ્યા હોય એવી નીશાની પણ જણાઇ. કેટલાક વકીલોએ કોંગ્રેસ અત્રે બોલાવવાનો વિચાર કરવા સંબધી કાગળ પણ લખ્યો. પણ અર્ધ જાગેલા પાછા ઉંઘી ગયા અને હવે તો એ કાગળનીએ વાત સંભળાતી નથી અને અહીં બોલાવવાની પણ વાત જણાતી નથી. કાગળ લખાયો તે વાત તો જાહેર થઇ પણ તેના લખનારાનાં નામજ બાહાર ના આવ્યાં, તો તે પત્ર સંબધી અમલ થવાની તો વાતજ કયાં રહી? હવે તો વાત એટલે સુધી આવી છે કે આપણને માન આબરૂનો કાંઇ પણ વિચાર હોયતો કોંગ્રેસ અહીં બોલાવવીજ જોઇએ. અમદાવાદ આખા હિંદુસ્તાનને મોહોડે ચઢયું છે. સર્વ તરફથી કહેવાવા લાગ્યું છે કે અમદાવાદમાં કોંગ્રેસ થવીજ જોઇએ અને આ વખત મુંબાઇ ઈલાકામાં થવાની છે તો અમદાવાદમાં થશે. દુનીયાંની આંખે અને બધા આ બાબતમાં લક્ષ આપનારાના હીસાબે તો અમદાવાદનું નોતરૂં થઇ ચૂકેલું છે. હવે તો માત્ર જો અત્રે કોંગ્રેસ ન ભરાય તો અપયશજ વોહોરવાનો અમદાવાદને ભાગે રહેલો છે અમદાવાદના ગાડી ઘોડે બેશી ફરનારા શેઠીયાઓને વિચાર કરવાનો છે કે દુનીયામાં પૈસા ભેગા કરી મૂકયાથીજ જીંદગીનું સાર્થક થતું નથી. પૈસા સારે માર્ગે ન વપરાય તો નકામાજ છે. વધારે પૈસા ભેગા કરી પોતાનાજ મોજ શોખમાં ખરચનાર દેશનો એવડો દુશ્મન છે. એક તો પોતે કશું દેશહિત વાસ્તે કરતો નથી અને બીજા કોઇ સારા માણસના હાથમાં પૈસા પડયા હોતતો તેનો જે સદુપયોગ થાત તે અટકાવે છે. તેમજ આબરૂ ખોઇ તો પૈસો નકામો છે. જે ગામમાં પોતે રહ્યા તેનું અભિમાન દરેકને હોવુંજ જોઇએ. તે ગામને અપમાન થયું તે પોતાનેજ થયા બરોબર છે. રાજકીય બાબતમા ઘુમનારા અને ગુજરાતને પોતાનું કહેનારાઓ પણ જો આંખ ઉઘાડી જોશે તો તેમને માલમ પડશે કે અત્રે કોગ્રેસ ન થયાનો દોષ તેમનેજ માથે આવેછે. તેમની ફરજજ છે કે તેમણે સઘળાં સાધન તૈયાર કરવાં. તૈયાર કરવાનું તો છેજ નહીં. માત્ર સ્વાર્થને થોડીવાર પછવાડે રાખી જાત મહેનત કરી અહર્નીશ પૂર્ણ મનથી કામ કરવાનુંજ બાકી છે. કોંગ્રેસ તો કંઇક પણ ભરાશે. પરંતુ અમદાવાદનું નામ હમેશને વાસ્તે ગવાશે. અમદાવાદી ભાઇશોબનું મુંબાઇના બજારમાં કેટલું માન છે તે કોઇનું અજાણ્યું નથી. તેમજ અમદાવાદી પાઘડીનું પણ વર્ણન પ્રખ્યાત છે. અમદાવાદની **સર્વતો ભદ્ર** પાઘ-

ડીને ગમે તેમથી ગજાવો પણ એને નુકશાન થાયજ નહીં આ આપણી લાગણીની કીંમત અને આ આપણા ટેકનુ રહસ્ય, આપણા આગળ કોઈ કહે તે વખતે ગમે તેટની રીમ ચડે અને ચડાવીએ પણ કોગ્રેસ અત્રે નહીં ભરાય તે વખત તે અક્ષરશ ખરૂ પડવાનો સભવ છે આટલુ બધુ પેપરમા કહેવાય છે અને ચર્ચાય છે પણ અમદાવાદ ચે કે ચુ કરતુજ નથી. જાણે દુનીયામા કોગ્રેસ જેવુ કાંઈ છેજ નહીં બિચારૂ નાનુ સરખુ સુરત, વખતો વખત બળી ગયેલુ લુંટાએલુ, અને લાવાપણામા ખેચાઇ ગયેલુ, તે કોગ્રેસ બોલાવવા વારતુ તનમનાટ કરી રહ્યુ છે પણ અમારા અમદાવાદની ઉર ઉડતી નથી! બીચારૂ અત્રેનુ 'ગુજરાતી પંચ' ચીત્ર કહાડે છે કે કોગ્રેસ બોલાવવા સુરત અને અમદાવાદની તાણ્યા તાણ્ થાય છે પેપરમા તો પાછા રોદડા રડે છેજ કે અહીં આવે તો સારૂ? પણ ભાઇ અમારે તો કાઇ તાણાતાણ નથી સુરત ભલેને કોગ્રેસ લઇ જાય અમારે પૈસા ઉગરશે! આવાને આવા વિચારમા કોગ્રેસ અહીં નહીં ભરાય અને અમદાવાદને મોટુ કલક લાગશે જગ તમ. એને સામ્ને શુ કહેવાશે? શુ અમદાવાદમા એક જાતના સાધનની ખોટ છે? બીનકુરા નહીં ત્યારે શુ કહેવાશે! કે અમદાવાદીઓનામા હીમત નથી એમને માન આબરૂનુ ભાન નથી. એકવાર દુનીયામા છપાયુ તો છેજ કે—

અમદાવાદી જન ટેક ને માન ન જાણે
ભાગ બહુ કહેવાય કેમકે ગમ્મર નાણે,
ઉદ્યમી ખતી ગેજ સ્વાર્થને માથે વ્હેલા,
બહાર વિવેકી તોય, માહ્ય મીંઢાને મેલા

અને આ અભિપ્રાય ખોટો પાડવા અમદાવાદે અત્યાર સુધી કાઇ કર્યું હોય એમ દેખાતુ નથી અને આ વખતુ જે નાક કપાઇ જશે તે ફરી ચેટવાનુ નથી બુદથી જશે તે હોઝ લુગાવશો તો પણ ફરી તે આગરૂ આવવાની નથી પોતાને ગાળ દેતા જેને ગુસ્સો ન ચ્હડે તે માણસને વાસ્તે શુ કહેવુ તે અમને સુઝતુ નથી અમદાવાદીઓ! ઉંઘમાથી જાગો અને આખી દુનીયામા તમારી હીંમતના વખાણ થતા અટકાવો! શુ કોઇ પણ ગુજરાતીને આ મથાળા નો લેખ વાચી ગુસ્સો નથી આવતો? અને એ લેખ ખોટો છે એમ બતાવવા કોઇની પણ ઇચ્છા થતી નથી? જો તમારામા કાંઇપણ માણુસાઇનો અશ રહ્યો હોય, જો તમારામા આબરૂને વાસ્તે કોઇ વખત પણ થોડી સરખી પણ કાળજી થતી હોય, અને સ્વાગત કરવાની ગૃહસ્થની ફરજ કોઇ વખત પણ દીલમા આવતી હોય તો કોગ્રેસને બોલાવો! નહીંતો કહેવાતું આવ્યુ છે અને હવે હમેશને વાસ્તે કહેવાશે કે—

અમે તમેકા મે નહિ આના, ઓડે ફડેમ ચાર
ફકડમ તીકડમ આગ્રહિ આના, શુ શા પૈશા ચાર

---

## સ્ત્રી કેળવણીની રીતિ

( અગ્રેનુ )

સ્ત્રી કેળવણી એ વિષય ઉપર "ગુર્જરમા સ્ત્રીની આધુનિક સ્થિતિ" નામના મથાળા નીચે આપણે ઘણુ વિવેચન કર્યું પરંતુ તે કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ તેનો નિર્ણય અધુના આપણે કરીએ વર્તમાન સમયમા સ્ત્રી કેળવણીની પદ્ધતિમા કાંઈ ન્યૂનતા છે એમ બહુ સ્થળે પોકાર થતા જાય છે, પરતુ તે ન્યૂનતા અમુક પ્રકારની છે અને તેને સારૂ અમુક પ્રયત્નો કરવા એમ સ્પષ્ટ રીતે માર્ગ દર્શાવનાર પુરૂષ ઘણા થોડા નીકળે છે આમ થવાથી આપણો યથાર્થ ઉદ્દેશ પાર પડી શકતો નથી માટે સામાન્ય બોધમાથી વ્યક્તિરૂપ બોધ તરફ આપણે હવે પગલા દોરીએ સ્ત્રી કેળવણી અને ગૃહશિક્ષણ એ બન્ને વિષયો ભિન્ન છે સ્ત્રીકેળવણી એટલે હૃદયમન અને માનસિકબળને કેળવવુ તે, અને ગૃહશિક્ષણ એટલે સસાર વ્ય

વહાર નિભાવવા ઉપવિદ્યા. યદ્યપિ ગૃહશિક્ષણ નો સ્ત્રી કેળવણીમાં સમાવેશ થઇ શકે, પરંતુ વર્તમાન સમયમાં કેળવણીનો 'શાળાઓમાં ચાલતા ધોરણ અનુસાર મન કેલવવું તે' એટલોજ અર્થ ગતાનુગત શ્રદ્ધાનુસાર મનાયલો છે, એટલે આમ ભેદ દર્શાવવાની ફરજ પડે છે. કોઇ પણ બાળા ગુજરાતી સાત ચોપડીઓ ભણી એટલે તે ભણેલી મનાય છે. પરંતુ તેટલીજ કેળવણીથી 'ભણી' એમ ભલે મનાય પરંતુ 'ગણી' એમ કહેતાં તો પાછા હઠવું પડે છે. કારણ કે સાત ચોપડીઓ શીખેલી બાળકીયો સાત ચોપડીઓજ વાંચી લખી જાણે છે. તેઓને તેમનો સંસાર નિભાવવા માનસિક બલ, હૃદયબલ અને વ્યવહારિ શિક્ષણ મળતું નથી. ઝાંઝવાનું જલ પીધાથી તૃષ્ણા છીપતી હોય તો પરમાર્થે જલની અપેક્ષા રહેજ નહિ. સ્ત્રી જાતિના કર્તવ્ય વિશે આપણે પુસ્તક પહેલાના ગત અંકોમાં સ્પષ્ટીકરણ કરેલું છે, એટલે તદનુસાર કેળવણી માર્ગ દર્શાવવા આપણને સુગમ પડશે. કન્યાશાળાઓમાં શીખતી બાળાઓને વાંચતાં લખતાં તો આવડે છે. પરંતુ જે નીતિ તેમને તેમના પતિવ્રતમાં અતિ ઉપયુક્ત છે, અને જેનાવડે સંસારનું સર્વ સુખ યથાર્થ મળે છે, તે નીતિનું જ્ઞાન તેમને મળતું નથી. જેમ પાઠશાળાઓમાં 'બાઇબલ' 'ગીતા' વિગેરે ધર્મનાં પુસ્તકોનું અધ્યયન કરાવવા વિદ્વાન વર્ગ આગ્રહ દર્શાવે છે તેમ સ્ત્રીઓને તેમના પતિ પ્રત્યેના તથા તમામ વડિલ પ્રત્યેના ધર્મ સંબંધી શિક્ષણ કેમ ન મળવું જોઇએ? કોઇ કહેશે કે નીતિના બોધપાઠ શિખવાડાય છે, તો તેને એટલોજ પ્રત્યુત્તર આપવાનો કે, જેમ ગુજરાતી પહેલીચોપડી બીજીચોપડી, ઇત્યાદી પુસ્તકો વાંચતાં લખતાંજ શીખવે છે, તેમ તે બોધપાઠો તેમને ફક્ત વાંચતાં લખતાંજ શિખવે છે. નીતિનું જ્ઞાન તેઓ સમજતાં નથી. આનું કારણ એ છે કે આવાં ધર્મનાં પુસ્તકો તેમને સાત ચોપડીયો શિખ્યા પછીજ શિખવાનો અધિકાર થાય છે. કારણ કે તેના યથાર્થ અર્થ સમજવા માનસિક શક્તિ ત્યારેજ પરિપક્વ થયેલી હોય છે. એટલે કન્યાશાળામાં નીતિના બોધપાઠથી ગુર્જરબાળા નીતિ શિખે એમ ધારવું કેવળ પ્રતિમાના પૂતળા જેવું છે. ત્યારે આવાં ધર્મના પુસ્તકોનું જ્ઞાન કન્યાશાળાનું શિક્ષણ લીધા બાદ લેવાનું છે. આપણે પ્રથમ દર્શાવી ગયા છીએ કે સ્ત્રી જાતિમાં તો બુદ્ધિબલ કરતાં હૃદયબલજ વધારે ઉપયુક્ત છે, કારણ કે ગૃહતંત્ર, પ્રેમજ્ઞાન અને નીતિ શિવાય રહી શકતો નથી, માટે જ્ઞાન અને નીતિથી ભરેલાં પુસ્તકોનો અભ્યાસ બાળકીયો સાત ચોપડી શીખી રહે એટલે ઘણોજ જરૂરનો છે. આપણે જોઇએ છીએ કે ઘણી સ્ત્રીયો કન્યાશાળામાંથી ઉઠી એટલે ભણતરનો ઉપયોગ સદાચારમાં નહિ કરતાં દુરાચારમાં કરવા મંડે છે. તેનું મુખ્ય કારણ હૃદય કેળવણીની ઉપેક્ષાજ છે. ઘણી સ્ત્રીયો સંસાર શું છે, પોતે શી વસ્તુ છે, અને પોતાની ભવિષ્યની ગતિ શી છે એમ સમજતીજ નથી. આવી અજ્ઞાન સ્ત્રીયો રાત્રીદિવસ જગતના વિષય ભોગ અને માયા પ્રપંચમાં પોતાની જીંદગી સમાપ્ત કરે છે. તેઓ સમજતી નથી કે પતિરેકો ગુરુઃસ્ત્રીણાં સ્ત્રીનો ગુરૂ એક પતિજ છે અને તેથીજ કરી તેઓ ભણે છે. પરંતુ સ્ત્રીજાતિને ગણાતા સ્વાભાવિક દોષોઃ—

अनृतं सहसामाया मूर्खत्वमतिलुब्धता
अशौचंनिर्दयत्वंचस्त्रीणांदोषाःस्वभावजाः

જૂઠ, સાહસિકમાયા, બાલિશતા, લોભ, અશુદ્ધિ, નિર્દયતા આદિ તેમનામાં આવી વસે છે. ધર્મનાં પુસ્તકનું યથાર્થ અધ્યયન કર્યા શિવાય, તે બાળકની માફક એક બદામના રમકડાજેવી વસ્તુમાં પણ મોહ રાખે છે, અને સ્થિતિનો વિચાર નહિ રાખતાં કેવળ પહેરવા ઓઢવામાં, ખાવાપીવામાં અને નીંદા કુથલી,

વિષયભોગ આદી સંસાર વાસનામાંજ તેમનું ચિત પરોવી રાખે છે. આમ હૃદય કેળવણીને સારૂ તેઓને ઘણીજ જરૂર છે, પરંતુ તે વિષય અદ્યના તદન ઉપેક્ષિત કરેલા દીસે છે. આવાં ધર્મનાં પુસ્તકો સંસ્કૃત આદિ અન્ય ભાષાઓમાં લખાયલાં હોવાથી સ્ત્રીયોને સમજવાને અતિ કઠિન થઇ પડે, પરંતુ તેવાં ધર્મનાં પુસ્તકોનાં વિદ્વાન વર્ગ પાસે ભાષાંતર કરાવી પહેલીચોપડી આદિ 'વર્નાક્યુલર સીરીઝ' સમાન 'ધર્મસીરીઝ' સરળ ભાષામાં બની શકે તેમ છે. અને તે 'ધર્મસીરીઝને' પ્રાથમિક કેળવણી એટલે ગુજરાતી કન્યાશાળાઓમાં લેવાની કેળવણીની સાથે નહિ શિખવતાં તે શાળાની કેળવણી પૂર્ણ કર્યા પછી ઉચ્ચ કેળવણી તરીકે શિખવાની છે. પરંતુ કોઈ કહેશે કે સ્ત્રીયોને તો સાસરે વિદાય બાળવયમાં કરવામાં આવે છે એટલે તેને ભણવાનો અવકાશ ક્યાંથી રહે? આ શંકા બરોબર છે. પરંતુ તે દૂર થઇ શકે તેમ છે. આજકાલ ઘણી જ્ઞાતિઓમાં લગ્નની વય બારતેર વર્ષસુધી મનાઈ છે યદ્યપિ શ્રુતિ સ્મૃતિ અનુસાર તે વય સપ્રમાણ નથી; તે વય ઉચ્ચવર્ષ પર્યંત લઇ જવાની છે; પરંતુ વર્તમાન સ્થિતિને અવલંબીજ બોલતાં તે વયને પ્રમાણ સહીત છે એમ માની તેટલી વયમાંજ જે કંઇ શિક્ષણ આપવું હોય તેની પણ યુક્તી યોજી શકાશે. ત્યારે ગુર્જરબાળાને પાંચથી 'તેર વર્ષ સુધી ભણવાને છૂટ રહે છે. તેઓને અષ્ટ વર્ષમાં સંપૂર્ણ કેળવણી લઇ ગૃહસંસારની ભારે ખટપટમાં પડવાનું છે. આ આઠ વર્ષમાંથી જો આપણે કન્યાશાળામાંના સાત વર્ષ બાદ કરીયે તો ફક્ત એક વર્ષજ સ્ત્રીયોને ઉચ્ચ કેળવણી મેળવવાને રહે તેમ છે. પરંતુ ઉચ્ચ કેળવણી પ્રાથમિક કેળવણી કરતાં વધારે ઉપયોગની હોવાથી પ્રાથમિક કેળવણીમાં એટલાં બધાં વર્ષ ગાળવા દેવાય નહિ. તેઓને પ્રાથમિક કેળવણી લેવા ફક્ત પાંચ વર્ષનીજ છૂટ મળવી જોઇએ. તે પાંચ વર્ષમાં હાલમાં કન્યાશાળાઓમાં જે રીતે કેળવણી અપાય છે તેજ રીતે અપાવવા અમારી ઇચ્છા છે. તેમાં એટલુંજ અમારે ઉમેરવાનું છે કે બાળકીયોને ગૃહશિક્ષણ એટલે શીવવું, સાંધવું, ભરવું, રાંધવું આદિ ઉપવિદ્યા ઉપર ખાસ લક્ષ અપાવવું જોઇએ. કારણ કે તે શિક્ષણને ઉચ્ચ કેળવણી સાથે મૂકતાં ઘણો બોજો થઇ પડે છે, અને તેથી વયની અનુકુળતાને બાધ આવે છે. યદ્યપિ હાલમાં તેવા ગૃહશિક્ષણ ઉપર લક્ષ અપાય છે ખરૂં, પરંતુ ગૃહ શિક્ષણ પરિપક્વ કરવાને તે વિષય ઉપર વધારે લક્ષ અપાવરાવવું જોઇએ. જ્યારે કન્યાશાળાની કેલવણીને પાંચ વર્ષની જ મુદત મળી, ત્યારે પહેલી બીજી ચોપડીમાં એક કરતાં વધારે વર્ષ નજ ખોવા દેવાય અને જ્યારે પ્રાથમિક કેળવણીમાં આપણે ઘણો ખરો ઉદ્દેશ વાંચતાં લખતાં તથા ગૃહશિક્ષણની ઉપ વિદ્યામાંજ રાખીયે તો પછી તેમાં વધારે વર્ષ ન ખોવાય તેમાંજ વધારે લાભ નિપજે. આઠમાંથી પાંચ વર્ષ જતે બાકીનાં રહેલાં ત્રણ વર્ષનો ઉપયોગ કેવી રીતે કરવો તેને સારૂ અમારે એક નવીન સૂચના કરવાની છે.

પ્રથમ આપણે દર્શાવી ગયા કે હૃદય કેળવણીની સ્ત્રીયોને ઘણી જરૂર છે. તે પણ એકલી હૃદય કેળવણીથીજ સર્વ વ્યવહાર સિદ્ધ થઇ શકે નહિ. જ્યાં સુધિ સમજશક્તિ અથવા બુદ્ધિ ઉંડી થઇ નથી ત્યાં સુધી દેશકાળ અનુસાર વર્તન કરવા સ્ત્રીયો શક્તિમાન્ થતી નથી. 'હાલાં ઠેલવાં' અર્થાત્ થોડે પૈસે સુખી રહેવું' વિગેરે અર્થશાસ્ત્રના ઘણા સિદ્ધાંતો તેઓ સમજી શકતા નથી વિવેક બુદ્ધિ અર્થાત્ હિત અહિત સમજવા તેઓ બુઠ્ઠી બુદ્ધિનાં રહે છે. ધન સંચયની યુક્તિઓ સમજી શકતાં નથી. માટે તેવી સૂક્ષ્મ બુદ્ધિ લાવવા સારૂ તેવા અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્રના ગ્રંથની પણ જરૂર છે. વળી સ્ત્રીયોને વૈદક સંબધી જ્ઞાનની ઘણી જ-

રૂર છે. કારણ કે બાળકને ઉછેરવાની જંજાળ તેમનેજ માથે છે અને સુવાવડ આદિ પ્રસંગે તેવા વૈદક જ્ઞાનની બહુ જરૂર છે. સ્ત્રીયોને હાથે જે વૈદુ થાય તે વધારે લાભકારક છે. કારણ પુરૂષ કરતાં સ્ત્રીના કોમળ હાથથી વ્યાધિ સાથે આધિ પણ નષ્ટ થાય છે. ત્યારે ઉચ્ચ કેળવણીમાં વૈદકશાસ્ત્ર ધર્મશાસ્ત્ર તથા અર્થ શાસ્ત્ર આદિ જ્ઞાન આપવાની જરૂર રહે છે. પરંતુ આવી કેળવણી આપવાને તેવા ગ્રંથોની ખાસ અપેક્ષા છે. સરળ ભાષામાં અને અલ્પ વિસ્તારમાં સંપૂર્ણ જ્ઞાન મળે તેવા ગ્રંથો વિદ્વાનોને હાથે લખાવવા જોઇએ. આવી બાબતમાં તન મન અને ધનની સાહાય્ય મળવી કઠિન થઈ પડે છે. જ્યારે રાજા પ્રજા ઉભય આ વિષયમાં લક્ષ આપે તોજ આવી ધારણા પાર પડી શકે. પ્રથમ આપણે ઉચ્ચ કેળવણીની સ્ત્રી જાતિને ઘણી જરૂર છે એ અત્રે દર્શાવ્યું અને સાથે એમ પણ દર્શાવ્યું કે સ્ત્રીયોને સાસરે રહેવા જવા લાયક થાય તે પહેલાં ઉચ્ચ કેળવણીને સારૂ ત્રણ વર્ષની મુદત રહે છે તો પછી તેવી ઉચ્ચ કેળવણીને સારૂ અમુક પ્રકારની સંસ્થાની ઘણીજ જરૂર છે. અમારો એવો વિચાર છે કે એ ત્રણ વર્ષમાં ત્રણ પરીક્ષાઓ લેવાવી જોઇએ. જે પરિક્ષાઓ ' યુનીવર્સીટી ' ની પરિક્ષાની સમાન ઘણે અંશે થવી જોઈએ. સ્ત્રીયોને ખાસ ઈંગ્રેજી ભણાવવાની અમે એટલી બધી જરૂર નથી સમજતા. એટલે કદાપિ એવી ત્રણ પરીક્ષાઓ પૂરતું શિક્ષણ આપવા એક ગુજરાતિ પાઠશાળા સ્ત્રીયોને સારૂ ઉભી કરવામાં આવે તો તેવી ઉચ્ચ કેળવણીનો ઉદ્દેશ ઘણે અંશે પાર પડે તેવી પાઠશાળાઓ ઘણા ગામમાં અને શહેરોમાં હોવી જોઇએ. કારણ કે જેમ વિદ્યાભ્યાસ કરવા પુરૂષો પરદેશ જાય છે તેમ બાળકીયોને મોકલવા તેમનાં માબાપ હિંમત ધરશે નહિ, એટલે પાઠશાળાઓ ઘણે સ્થળે હોય તોજ વધારે ભાગ લાભ લઇ શકે. પાઠશાળા એવું મોટું નામ આપ્યાથી તેની અંદર ખર્ચ પણ ભારેજ થવો જોઇએ એમ બનવું ન જોઇએ. હાલમા ગાયકવાડી રાજ્યમાં ઘણે સ્થળે જનાના કલાસ નીકળેલી છે તેવી જનાનાકલાસમાંજ આવી પાઠશાળાઓ મેળવી દેતો ઘણું સુલભ થઈ શકે. આપણો વધારે હેતુ યુવાન બાળકીયોને કેળવવાનો છે; એટલે જનાનામાં રહેવા લાયક થઈ ગયેલી સ્ત્રીયોને જનાનાકલાસ પાઠશાળામાં ભેળવ્યાથી જે નુકશાન ઉદ્ભવે તે તરફ આપણે નજર કરવાની નથી. તેમની ઈચ્છા હશે તો ઉલટા જનાનાકલાસ કરતાં પાઠશાળામાં મળતા ઉચ્ચ શિક્ષણથી તેઓ પોતાની જાતને વધારે કેળવી શકશે. જનાનાકલાસની જે સ્ત્રીયોને ભણતાં લખતાં પણ નહિ આવડતું હોય તેને તો આ નવીન યોજના પ્રમાણે પોતાના પંત પાસેથી ખાનગી રીતેજ શિક્ષણ લેવું પડશે. ત્યારે આ પ્રમાણે પાઠશાળાઓ સ્થાપી તેમાં ઉપર બતાવ્યા તેટલા ઉચ્ચ વિષયો ત્રણ વર્ષ સુધી શિખવી દરેક વર્ષે પરિક્ષા લઇ સ્ત્રીયોને પણ ' બી. એ. ' ' એમ એ ' જેવી ડીગ્રીયો અપાય તો બેશક સ્ત્રી કેળવણીનો ઘણો ઉદ્દેશ પાર પડે. અને જ્યારે સ્ત્રી તેર વર્ષની ઉમરમાંજ આટલું શિખવા શક્તિમાન્ નીવડે, તો પછી તેને પીયેરથી અથવા સાસરેથી કેળવણી લેવા કાંઇ પણ રીતે પ્રતિબંધ થાય નહિ. આવી ઉચ્ચ કેળવણી આપવા વિદ્વાન શિક્ષકો લાવવા જોઇએ. કારણ કે અર્ધદગ્ધ પુરૂષોથી સ્ત્રી જાતિને કેળવણી કદાપી અપાય નહિ; નહિતો અર્થનો અનર્થ થઈ રહે. આ શિક્ષકો ગામ લોકની સમાજની દેખરેખ નીચે કેળવણી આપે તો તેમાં અનીતિ થવાનો સંદેહ રેહેતો નથી, કારણ કે નામદાર મર્હુમ દીવાન બાહાદુર મણીભાઇ જશભાઇ કહેછે તે પ્રમાણે જે ગામમાં છોકરીઓ ભણે છે તે ગામમાં તેઓના સગાવાહાલા

ગામસમાજમા ભાગ લેતા હોવાથી હમેશાં સારા શિક્ષકોજ નીમાશે અને તેના શિક્ષકો નીમાયાથી તેઓ તેમની બ્હેનો પુત્રીઓને મો કલતા જરાપણ સંકોચાશે નહિ આવી ઉચ્ચ કેળવણીને માટે પૈસાની ઘણી જરૂર હોવાને લીધે વધારે સમુદાયથી આ કામ થવુ જોઇએ અને તેમા પણ એકલી પ્રજા કઇપણ કરી શકે નહિ રાજાએ પણ સાથે લક્ષ આપવુ જોઇએ જો રાજાપ્રજા મળી આ ધોરણને સારૂ પ્રયત્ન કરે તો નાણાની તગી રહે નહિ આવી પાઠશાળાઓને મુમ્બાઈની યુનીવર્સીટી સાથે જોડવા સરકારે જા આપવી જોઇએ, જેથી પાઠશાળાઓનું કામ નિયમિત રીતે ચાલે આટલું લખ્યા પછી મારે દર્શાવવુ જોઇએ કે પુરાતન કાળમા પણ આવી પદ્ધતિનુ શિક્ષણ હતુ આપણે પ્રથમ પુસ્તકના ગત અંકમા કેળવાયલી સ્ત્રીઓના દૃષ્ટાંત આપી ગયા છીયે તેમા ઘણી ખરી પદ્ધતી સમજાઇ હશે પરતુ ઘણા ખરા લેખકો એમ સ્પષ્ટ કહી ગયા છે કે સ્ત્રીયોને

**लेखनं वाचनंचैव व्याकरणं गणितं तथा**
**सूपशास्त्रं शिल्पशास्त्रं बाल संगोपनादि तत्**
**स्त्रीरक्षा गर्भरक्षा च भर्तृप्रेम विवर्धनम् ।**

લખતા, વાચતા વ્યાકરણ, તથા ગણિત પાકશાસ્ત્ર તથા શિલ્પશાસ્ત્ર, બાળકને ઉછેરવા અને આત્મરક્ષ, ગર્ભરક્ષા અને પતિપ્રેમ એ શિખવાડવા જોઇએ અને આમ સપૂર્ણ જ્ઞાન સંપન્ન થાય તોજ આપણે સ્ત્રીને

**कार्येषु मन्त्री करणेषु दासी**
**स्नेहेषु माता शयनेषु रंभा**
**धर्मेषु साह्या क्षमया धरित्री**
**षड्गुणयुक्ता त्विहधर्मपत्नी**

મ ત્રીરૂપે સલાહ આપનારી, માતારૂપે સ્નેહ દર્શાવનારી, રંભારૂપે શયન સુખ આપનારી, ધર્મમા સહાય કરનારી, પૃથ્વીરૂપે ક્ષમા કરનારી એમ છગુણ સપન્ન જોઇશુ હાલમા અપૂર્ણ કેળવણી સ્ત્રીને અર્ધ દગ્ધ બનાવે છે અને કવિ 'પોપ' કહેછે તે પ્રમાણે A little learning is a dangerous thing અને રાજા ભર્તૃહરિ કહેછે તે પ્રમાણે **ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रंजयति** અર્ધદગ્ધ વિપરીત પરિણામ લાવનારી નિવડે છે જો ઉપર દર્શાવ્યા મુજબ ઉચ્ચ રૂપે સ્ત્રીયો વિભૂષિત થાય તો 'સ્કોટ' કહે છે તે પ્રમાણે

"When pain and anguish wring
the brow
A ministering angel thou"

અદ્દભુત શક્તિથી રોગ નિવારણ કરે ઉપર દર્શાવેલી ઉચ્ચ કેળવણીમા કંતિકાન આદિ ઘણા જરૂરીઆત વિષયોને પણ લેવા, પરંતુ જે મુખ્ય ત્રણ કેળવણીના ભાગ દર્શાવ્યા છે તેના પેટા ભાગમા તેમનો સમાવેશ ગણી લેવો તે ત્રણ ભાગ —હૃદય કેળવણી, બુદ્ધિ કેળવણી, અને ગૃહશિક્ષણ એમ થઇ સ્ત્રીસમાજ તો કલ્યાણ પ્રાપ્તી વસ્તુત થાય આ પ્રમાણે ધારણા કે આ ધારણને અનુસરતી યોજના 'ગુજરાત વર્નેક્યુલર સોસાયટી' તરફથી કેટલીક અંગે થયેલી છે આવી સ્ફુરણા ઉદભવ્યાથી ઇશ્વરનો આભાર માનવાનો છે અને તે સ્ફુરણા કૃતિમા મૂકાય એમ અમો આશા રાખીએ છીએ જો બાળલગ્નના રીવાજ દેશમા બધ થાય તો ઉપર બતાવેલી યોજનાને પરિપક્વ થવા સપૂર્ણ અવકાશ મળે, જે બાળલગ્ન શ્રુતિસ્મૃતિ અનુસાર નથી એમ આગળ ઉપર સિદ્ધ કરીશુ

# સંસાર પ્રતિબિમ્બ.

સાક્ષર શિરોમણી શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી બી. એ. એલ. એલ. બી.

### ૫. અવસ્થાનાં ઈન્દ્રજાલ.

ગુરૂતા તણું ખેંચ્યું, ખેંચાય વિશ્વ,
ધણી ખેંચતાણો કરી વિશ્વ ચાલે;
મનુઉર આકર્ષતી એમ સૃષ્ટિ,
ધરે તેજ તેવાજ જોવાય રંગો. ૬

નદી મેઘ વાયુ ગિરિ વ્યોમ સૂર્ય,
સમાએ નચાવ્યાં મનુઉર નાચ્યાં;
થયા ભવ્ય એ નાચ; તે ચેષ્ઠકોરે,
રચ્યાં આર્ષઉરો વિશે ઇન્દ્રજાળ. ૭

દીઠાં સૃષ્ટિમાં બ્રહ્મ બ્રહ્મા ઉપેંદ્ર,
દીઠાં શિવ, શક્તિ અને ઈંદ્ર ત્યાંજ;
સરે કંઇક સંસાર, તેના ધરાવ્યા,
નહિ ગર્ભ શાશા મનુ ઉર ધારે? ૮

થતાં સંસૃતિ સૂર્ય તેજે પ્રભાત,
ખીલ્યાં ઉરપદ્મોતણા કોશ ખુલે;
ગ્રહી ત્યાં થકી યશ-ગન્ધી પરાગ,
વહે ધર્મવાયુ, પ્રસારે પ્રમોદ. ૯

મનુ-ઉર કલ્પદ્રુમે કલ્પ ઝાઝા,
કસુમ્બી હિચે કંઇક સદ્‌ગુણ પુષ્પો;
બહુ રંગી, કાચી કંઈ, કંઇક પાકી,
લચી રહેતી લોભાવતી ધર્મલૂમો. ૧૦

મનુ-ઉર બીલોરમાં રંગ ઝાઝા,
પડે ચિત્ર તેજો તણા નિત્ય પાડયા;
પ્રભા ભૂત ભાવિ વળી વર્તમાન,
તણી સ્વસ્તિકો ત્યાં સુરંગોથી પૂરે. ૧૧

ભૂત તણી ભણકાર વહ્લરી ઉરાભોગમાં કમ્પે,
વર્તમાનનો પડઘો તે પણ એજ ઘુમટ ઘણું ઝંપે. ૧૨

ભવિષ્ય વાયુ બ્હાર વાય સુસુવાટ નાંખતો ઝાઝાઃ
ગુણી સર્વ, મદ મોદ મોહ ભય પળ પળમાં પલટાતા. ૧૩

કંઇક છાય કંઈ કૌમુદી સમુ અજવાળું, કંઈ અન્ધારૂં,
દેખી પકડવા દોડી થાકીને હાંફે ઉર બીચારૂં; ૧૪

એમ રમાડી, અન્તે તોડી જીવિત તિરસ્કરિણીને,
રવિ રાજતો સ્હડી શિખર પર મરણોદય ગિરિને. ૧૫

## યુનીવરસીટી કમીશન.

હીંદુસ્થાનના વાઇસરાય તરીકે નામદાર લોર્ડ કરઝનના આવ્યા પછી અનેક પ્રકારના સુધારા થવાના ભણકારા વાગ્યા છે નામદાર વાઇસરા યને સુધારો કરવાની ઉત્કંઠા ઘણીજ છે, અને તેવા વિચાર તે નામદારે પોતાના ભાષણો દ્વારા વિવિધ જગ્યાએએ દર્શાવ્યા છે. પોતાની ટુંક કારકીર્દીમાં હીંદુસ્થાનની રાજ્ય નીતિનો સંપૂર્ણ અને બારીક અભ્યાસ તેઓએ કરવા માંડયો છે મુબાઇના બારામાં પગ મુકતાંજ પોતાના ભાષણમા તેઓએ એમ જણાવ્યુ હતું કે મ્હારા વિશે મ્હારા હાલના વિચારો ઉપરથી ધોરણ ન બાંધતા મ્હારી કારકીર્દીના કાર્યો ઉપરથી મત બાંધશો, અને પછી યોગ્ય યોગ્ય વખાણ કરશો તોજ હું કૃતાર્થ થયો માનીશ. હીંદુસ્થાનના વડા હાકેમના મુખમાંથી આવા દીવસોજીના તથા આશા પડતા વચનો નીકળે તે જોઈ સર્વે હરખાયા હતા, અને હીંદુસ્થાનનો શુભ દિવસ પાસે આવ્યો છે એમ માનતા છેલ્લાં પાંચ વર્ષ હીંદુસ્થાનને માથે ઘણાંજ કટાકટીનાં ગયા છે અને હરેક ઠેકાણે લોકોને વિપત્તિઓ ભોગવવી પડી છે. પરતુ આવા દુઃખના સમયમા પણ નામદાર વાઇસરાયે પોતાની ફરજ ન ભૂલી જતાં જાતે હરેક ઠેકાણે ફરીને દુઃખ નિવારણ કરવાને યત્ન કર્યો હતો, અને અમલદાર લોકોને સારી સમજૂત આપી હતી.

આવી ઉત્કંઠા ધરાવતા વાઇસરાયનુ મન આટલેથીજ શાંત ન થાય એ સ્વભાવિકજ છે, અને તેથીજ હરેક વિષયમાં પુરેપુરૂં જ્ઞાન મેળવવા વાસ્તે કમીશનો, કોનફરન્સો વગેરે તેઓએ નીમ્યાં હતાં અને નીમે છે. એ નામદારની કારકીર્દીમાં પાંચ સાત કમીશન અને ત્રણ ચાર કોનફરન્સો ભરાયાં છે. દુકાળ કમીશન નહેર કમીશન, રેલ્વે કમીશન, વેપારી કમીશન, એજ્યુકેશનલ કોનફરન્સ વગેરે નીમાયાં છે અને હાલમાં ઉચ્ચ કેળવણીના સુધારા અર્થે યુનીવરસીટી કમીશન નીમવામાં આવ્યું છે આ કમીશન જ્યાં જ્યાં યુનીવરસીટીઓ છે, તે ગામોમાં જઇ સુધારો વધારાની ખબરો ટાંકશે, વળી જે કોઇ ગૃહસ્થને આ બાબત, સંબધે પોતાના વિચાર દર્શાવવા હશે તેમના, પણ અભિપ્રાય લેશે અને છેવટે રીપોર્ટ કરશે. આ કમીશનના પ્રમુખ તરીકે નામદાર ગવરનરની કાઉનસીલના સક્રેટરી મી. રેલેની નીમણુક કરી છે, અને મુબાઇ ઇલાકા તરફથી કમીશનર તરીકે વીલસન કોલેજના પ્રીન્સીપાલ ડો. મેકીકન અને ઇલાકાના પ્રતીનીધિ તરીકે નામદાર જસ્ટીસ ચંદાવરકરની નીમણુંક થઈ છે એઓની નીમણુક અયોગ્ય છે એમ તો કહેવાય નહીં પરંતુ બીજા વધારે અનુભવવાળા, અને આવા સવાલોમા વધારે માહીતગાર કેટલાક કરવે છે એવાઓની નીમણુકથી વખતે વધારે ફાયદો થવા સંભવ હતો.

આ કમીશનના સબંધમાં નામદાર જસટીસ ચંદાવરકર તરફથી એક યાદી બહાર પાડવામાં આવી છે ટુંકમાં તે યાદીમાં કમીશન થવાનો હેતુ તથા કમીશનને કરવાના કામેનો સાર આપવામાં આવ્યો છે યાદી જોતા કમીશને કેટલીક બાબતોમાં પહેલેથીજ નિર્ણય કરી નાખ્યો હોય એમ લાગે છે. અને મુખ્ય બાબતોનો વિચાર કરવા ઇચ્છતું હોય તેમ લાગતું નથી કેળવણીને લગતા મુખ્ય વિચાર અને મૂળમાંજ જે કાંઇ ભૂલ હોય તે જોવા અગર તપાસવા વિચાર હોય એમ એ યાદી ઉપરથી જણાતું નથી. ફકત હાલ જે પદ્ધતિ છે, તે પદ્ધતિમાં સુધારો વધારો કરાવવા સબંધીજ સૂચના માગે છે. આવી રીતે ઉપર ઉપરની સૂચનાઓ એકઠી કરવાથી શું ફાયદો થશે તે સમજાતુ નથી. યુનીવરસીટીની કેળવણીમાં ઘણીજ જાતની ખામીઓ છે, અને તેને વાસ્તે ઘણા કાળથી બૂમ ચાલતી આવી છે.

(૭૨૨૭)

આપણા દેશને આવી રીતની શિક્ષણ પદ્ધતિ યોગ્ય છે કે નહીં, અને બીજા દેશોની સાથે સરખામણી કરતાં આ પદ્ધતિ અને તેમાં શું શું ફેરફાર છે તે જોઇ, દેશકાળને અનુસરીને આખી પદ્ધતિમાં ફેરફાર કરવાનો છે. વિલાયતના ઓક્સફર્ડના અગર કેમ્બ્રીજના એક ગ્રેજ્યુએટ અગર અન્ડર ગ્રેજ્યુએટને અગર જર્મનીના બર્લીન યુનીવરસીટીના અગર ફ્રાન્સના પારીસ યુનીવરસીટીના એક ગ્રેજ્યુએટને અગર અન્ડર ગ્રેજ્યુએટને, આપણા મુબઇ અગર કલકત્તા અગર મદ્રાસના ગ્રેજ્યુએટ અગર અન્ડર ગ્રેજ્યુએટની સાથે સરખાવી જુઓ તો એકદમ આસમાન જમીન જેટલો ફેર માલમ પડશે આ ફેરનું કારણ શું છે તે મુખ્યત્વે કરીને તપાસવાનું છે પછી હાલની પાઠશાળાઓ, તેના અધ્યાપકો, તે દ્વારા અર્પાતી કેળવણી તથા અધ્યયન કરવાના પુસ્તકો વગેરે અનેક બાબતોનો પણ વિચાર કરવાનો છે. પરીક્ષા લેવાની અને વિદ્યાર્થીઓને પસાર કરવાની રીત, તથા પાઠશાળામાં જે ત્રણ-ચાર વરસ વિદ્યાર્થી ગાળે તે અવસરમાં તે શીશી અને કેવી રીતની જ્ઞાન પ્રાપ્તિ કરે છે, તે પણ જોવાનું છે. પાઠશાળામાં વિદ્યાર્થી અને અધ્યાપકો કેવી રીતનો સંબધ ધરાવે છે; અને ચાર વરસમાં તે અધ્યાપકો પાસેથી કેવી રીતનો શિક્ષણનો સાર વિદ્યાર્થી પકડે છે તે પણ તપાસવાનું છે. પરદેશની અને અત્રેની યુનીવર્સીટીઓમાં સૌથી મોટો ફેર એ નજરે આવે છે કે અહીં આગળ યુનીવર્સીટીનું કામ માત્ર પરીક્ષા લઇ ડીગ્રી આપવામાંજ સમાપ્ત થઇ જાય છે. અન્ય દેશોમા શીખવવાનું કામ પણ યુનીવર્સીટીમાં થાય છે તેમજ યુનિવર્સીટીની પરીક્ષા આપવા કોઇ પણ છોકરાએ વિચાર કર્યો કે આપણી યુનીવર્સીટીની માફક તેના ગયા જન્મનાં પુણ્ય ઉગી નીકળી, દહાડાના દસ કલાકની ટીપ વાગતી નથી. સવારથી સાંજ સુધી વાંચી, આખા વરસ સુધી મેહેનત કરી, પરીક્ષા પસાર કરવાની જે ચીંતા આપણે અહીં પડે છે તે અન્ય દેશમાં પડતી નથી. આપણે અહીં પરીક્ષાઓ કઠણ થતી જાય છે અને બીજે ઠેકાણે સહેલી થતી જાય છે. એક વરસ સત્તાવીનમા ખુણામાંથી સવાલ આવે તો બીજે વરસે સત્તાવનમા ખુણામાંથી સવાલ આવે છે. અન્ય દેશોમાં પરીક્ષકોનું વલણ વિદ્યાર્થીને શું આવડે છે તે જોવા તરફ જાય છે; ત્યારે આપણા વિદ્યાર્થીઓને નશીબે આપણે અહીંના પરિક્ષકોની ઇચ્છા વીદ્યાર્થીઓને શું નથી આવડતું તે જાણવા તરફ જાય છે. બીજે ઠેકાણે એમ જેવાય છે કે જે મુદ્દાના વિષયો રાત દિવસ કામે લાગવાના છે તે વિદ્યાર્થીને આવડે છે કે શી રીતે; આપણે અહીં એવો હીસાબ થતો હોય એમ લાગતુંજ નથી. અહીં તો પરિક્ષા સેહેલી કરવી કે કઠિન, તે ઉપરજ બધું લક્ષ લાગેલું દેખાય છે. મુદ્દાની બાબતો તો બધા વાંચી લાવે, પણ ખુણામાંનું, વગર ખપનું ફેંકી દેવાનું હોય તે તરફ વીદ્યાર્થીના મગજની ખુવારી થાય છે કે નહીં, તેના ઉપર અહીં વધારે લક્ષ અપતું જણાય છે. સૌથી મોટો તફાવત તો આજ પડી જાય છે. આનેજ પરીણામે અન્ય દેશોમાં શરીરને કેળવવાનો વધારે વખત મળે છે. રમવું, કસરત કરવી, એ પણ એક અભ્યાસનો ભાગજ ગણાય છે. તેથીજ કરીને જ્યારે અન્ય દેશોમાં વિદ્યાર્થી ભણી રહીને વ્યવહારમાં પડે છે ત્યારે એનો જુસ્સો પુરજોરમાં હોય છે. અહી આગળ રમવાનો વખત મળે એટલો ખરો; જુદી જુદી પરિક્ષાઓમાં અને જુદી જુદી ચોપડીઓ વાંચવામાં શરીરની ખુવારી થઇ જાય છે, અને જ્યારે દુનીયાના કાર્યમાં દાખલ થવા વખત આવે છે, ત્યારે જુસ્સો શાંત થઇ ગયેલો હોય છે. દેશની ઉન્નતી તેના યુવકો ઉપર રહેલી છે; જે યુવકોને નવાં નવાં કાર્ય કરવાનો, અને

હરેક પ્રવૃત્તિમાં ભાગ લેવાનો જુસ્સો રહે તોજ દેશની આબાદાની થાય. વાસ્તે મોટામાં મોટી આજ બાબત કમીશને લક્ષમાં રાખવાની છે કે અત્રેની યુનીવર્સીટીઓએ માત્ર ડીગ્રીઓજ ન આપતાં, આ દેશના યુવાનોને જીંદગીમાં વધારે ઉપયોગી બનાવી શકે એ શીક્ષણ પદ્ધતિ શી રીતે દાખલ થાય એની કાળજી રાખવાની છે.

જેમ જેમ આવી ઉચ્ચ કેળવણીનો પ્રચાર દેશમાં વધશે તેમ તેમ ઉન્નતિના બિજો આ દેશમાં પણ ઝળકવા માંડશે યુરોપમાં હરેક દેશ કેળવણીના પ્રચારથીજ ચઢતી પામ્યો છે અને રૈયતની કેળવણી ઉપર રાજા અને રાજ્યદ્વારિ મંડળો ખસુસ ધ્યાન આપે છે. હીંદુસ્થાનના નામદાર વાઇસરાય પણ આવી રીતનુ ધ્યાન આપે છે એ જોઇ આનદ થાય એ સ્વભાવિકજ છે.

યુનીવરસીટીની કેળવણીમાં સુધારો કરાવવા માંગનારાઓને આ એક તક મળી છે. તે તકનો લાભ લઇ પોતાના વિચારો જણાવવા તેઓ ચુકશે નહી, એમ અમારૂં ધારવું છે. નામદાર વાઇસરાય પણ આ કમીશનનો રીપૉર્ટ થયે તેની ભલામણો ઉપર યોગ્ય વિચાર કરી સુધારો કરી અમલમાં મુકશે તો હીંદની પ્રજા ઉપર એક મોટામાં મોટો ઉપકાર કર્યો ગણાશે અને પોતાની પાછળ હીંદુસ્થાનની તવારીખમાં પોતની અમર કીર્તી અને ખ્યાતી મુકી જશે. નામદાર લૉર્ડ રીપનના નામની સાથે પોતાના નામને જોડી સ્થાનિક સ્વરાજ્યના હક સાથે યુનીવરસીટીની કેળવણીમાં યોગ્ય રીતિ અમલમાં મુકી હીંદના સામ્રાજ્યની ઉન્નતિના રોપાયલા બીજમાં જલસીંચિ દેશની પ્રજાને સંતુષ્ટ કરશે, અને તેમ થયેથી આવા કમીશનો કૉનફરન્સો અને ભાષણોના ઉદ્ગારોનું ફળ અમને મળ્યું છે એમ અમે માનીશું.

## સમાલોચના.

### કાદમ્બરી નાટક.

કર્તા

રા. રા. દુર્ગાનાથ ગૌરીનાથ દવે.

આ નાટક વાંચતાં અમને ઘણોજ આનંદ થાય છે કર્તાનો પ્રથમ પ્રયાસ ઘણો સારો છે એમ કહેતાં અમને બીલકુલ શંકા ઉત્પન્ન થતી નથી. બીજી ભાષાઓ જોડે સરખાવતાં, ગુજરાતી ભાષાની વૃદ્ધિ ઘણી થોડી થયેલી છે, એ સહજ નજર આવે છે. એ ભાષાને કેળવવી અને તેમાં સાહિત્યનો ભંડાર વધારવો એ કર્તવ્ય વસ્તુ છે આવી સ્થિતીમાં એક પછી બીજો, એમ નવા લેખકો નીકળતા જોતાં કીયા ગુર્જર બંધુને આનંદ નહીં થાય?

નવા પુસ્તકને અભિનંદી, કર્તાના પુસ્તક લખવાના સયોગો જોઇ, પુસ્તકના રસનું આસ્વાદન કરવાના વિચારથી પાના ફેરવ્યાં પાના ફેરવતાં પાત્રવર્ગની ગણના વાંચી અને આશા પડી કે હવે પુસ્તક શરૂ થશે. પરંતુ તરતજ ત્યાર પછીના લખાણ ઉપર નજર પડતાં કાંઇક આશ્ચર્ય લગ્યુ; અને પુસ્તક રસનો સ્વાદ તો ન મળ્યો પણ સ્મિત થવાનું કારણ તો મળ્યું. કોઇ પણ સારી ખાવાની વસ્તુઓ તૈયાર કરેલી હોય છે અને તે ઉપર ખાનારની દૃષ્ટી પડે છે ત્યારે ખાનારના મ્હોમાં કોઇ વખત પાણી આવે છે. એ વસ્તુ ઉપર ખાવાનો ભાવ વધે છે અને સારો સ્વાદ આવશે એવો કેટલેક અંશે મનમાં સંકલ્પ થાય છે. કર્તાએ પણ આવાજ કાંઇ વિચારથી પુસ્તકરસના સ્વાદ સારૂ વાંચક વર્ગના મ્હોમાં પાણી લાવવા પ્રયત્ન કર્યો હોય એમ લાગેછે. પુસ્તકના પહેલાં પુસ્તક સારૂ છે તે બાબતનાં સર્ટીફીકેટો વાંચવામાં આવેછે. પુસ્તક વાંચી રહ્યા પછી વાંચનારને પોતાની મેળેજ પુસ્તક સંબધી અભિપ્રાય બાંધવાની તક આપી હોત તો વધારે

મૂળ વસ્તુતો બાણભટ્ટની કલ્પેલી છે એટલે તે સંબંધી આ કર્તાને ગુણ દોષ દેવો ઘટતો નથી. પરંતુ એક વાર્તાના રૂપમાં લખાયેલા પુસ્તકની વસ્તુને નાટક રૂપમાં મુકવી તેમાં કર્તાની કૃતિ જોવાની છે. એ કાર્ય તેઓ ઘણી સંતોષકારક રીતે કરી શકયા છે એમ અમારે કહેવુંજ જોઇએ. લાંબી મોટી વાર્તાની વસ્તુને ટુંકા નાટકના રૂપમાં સંકલિત કરી, પાત્રોની રચના ગોઠવી છે તેમાં તેમણે ઘણી સારી યુક્તિ વાપરી છે. આ યોજના કરવામાં તેઓ રસનો બરાબર જમાવ કરી શકયા છે.

નાટકમાં આવતાં ગાયનો ઉપરથી જણાય છે કે કર્તાની કવિત્વ શક્તિ ઉંચા પ્રકારની છે. આજકાલનાં રંગભૂમીઉપર ભજવાતાં નાટકોનાં ગાયન જેવાં ધડાંગ ધુંગ ગાયનો ગોઠવી દીધેલાં નથી. આવાં ગાયનોમાં શબ્દ ગોઠવવાની જરા પણ તસ્દી રહેતી નથી. તેમાંથી અક્ષર લાંબો કરવો હોયતો લાંબો ગવાય છે અને ટુંકો કરવો હોયતો તેમ પણ થઈ શકેછે. પરંતુ શાસ્ત્રીય રાગમાં ગોઠવેલાં ગાયનોમાં અને છંદોમાં લખેલા શ્લોક વીગેરેમાં કવિત્વ શક્તિની જરૂર પડેછે, અને ત્યાંજ તે શક્તિ સ્ફુરેછે. આ શક્તિનો વિકાસ આ પુસ્તકમાં ઘણી સારી રીતે થયેલો છે. કર્તાની આવી કવિત્વ શક્તિ છે અને ભાષા પણ ઘણી સંસ્કૃત લખે છે, તો કર્તા સંસ્કૃતમાં શ્લોક લખવાનો પ્રયાસ કરે તો ઘણા સફળ થશે એમ અમને લાગે છે

આ પુસ્તકમાં મુખ્ય રસ શૃંગાર અને કરૂણા છે. તે સ્થળે સ્થળે સારી રીતે ખીલેલા જોવામાં આવે છે. એ રસજ નાટકનું રૂપ છે અને તેનાથીજ તેની ખુબી છે. એ રસમાંથી રસાભાસ ન થઈ જાય અથવા તો અનિષ્ટ રસમાં ન ભળી જાય એ કર્તાની કાળજીનું સ્થાન છે. શૃંગાર જેવા રસમાં એવું સ્ખલન થવાની ભીતી છે. સ્નેહનાં રૂપ બતાવવાં એ શૃંગાર રસમાં આવી જાય છે, પરંતુ કેવલ મદનાવસ્થાનું ચિત્ર શૃંગાર રસમાં લેખાતું નથી. અતિ વિરહપીડીત દશા બતાવવી એ અમને શૃંગાર રસની બાહાર લાગે છે. પુસ્તકમાં જે પુંડરીકની દશા બતાવેલી છે તે કેવળ વિચિત્રજ લાગે છે. એટલી બધી વિરહપીડીત દશા બતાવવામાં કાંઇ ખાસ રસ અથવા ખાસ શ્રેષ્ટતા રહી હોય એમ અમને લાગતું નથી. પ્રાચીન પુસ્તકોમાં ભલે આવી દશાઓ વર્ણવી હોય, વિરહથી તપ્ત થએલાં અંગને ભલે તેઓ ચંદન અગર ચંદ્રમાથી વધારે તપ્ત થએલાં વર્ણવે, અને તેને સ્નેહ અથવા પ્રેમના પરિણામ રૂપ ગણે, પણ અમે તો તેને મદન અને મોહાંધતા શીવાય બીજું કાંઇ કહેતા નથી. પ્રાચીન કાળમાં વખતે ખરૂં હશે પણ અમારી અર્વાચીન બુદ્ધિને તો એવી દશામાં આવી પડેલા મનુષ્યને અધમતાનો દોષ અર્પવાનું મન થઇ જાયછે.

કોઇપણ પાત્રમાં કોઈ જાતનો દોષ જોવામાં આવતો નથી, પરંતુ ભાષા ઘણીજ કઠીન અને સંસ્કૃતમય છે. તેથી આ પાત્રો ગુજરાતી બોલવા છતાં જાણે કોઈ પર મૂલકનાં હોય તેમ લાગે છે. તેમજ બધાં પાત્રો એકજ સરખી રીતે બોલે છે. કોઇ સારૂ, કોઇ અશુદ્ધ, કોઇ સાધારણ પંક્તિનું એમ બોલતુંજ નથી. બધાં એક સરખાં સંસ્કૃતમય ભાષા બોલે છે. કદાપી એમ ધારીએ કે બાણના વખતમાં બધાંજ સંસ્કૃત બોલતાં હતાં; પણ તેમાં પણ રાજાની છોકરી શુદ્ધ બોલે અને તેની દાસી હોય તે સાધારણ બોલે એવો ફેરતો તે વખત પણ હતો. તે વખતે પણ કેટલાંક પાત્રો પ્રાકૃતમાં બોલતાં હતાં, તે અનુસારે કેટલાંક પાત્રો સાધારણ ગુજરાતી બોલે એવું થવું જોઇએ. કેટલેક સ્થળે ભાષા ઉપર કૃત્રિમતાનો દોષ આવી જાય છે. એવી ભાષા સાધારણ વાતચિતમાં આપણે કાંઇ સાંભળતા નથી. 'પેલું ચંદનદ્રુમ કેવું રમ્યાલોક આપી રહ્યું છે' (પૃ. ૪) 'સર્વ ઉપાલંભ પાત્ર થઈશું'

'(પૃ. ૭) 'ગમ્યો કે'તે મધુર' (પૃ. ૩૯) 'પન્નગપરિપીડીત પ્રાણનું સંરક્ષણ કર.' (પૃ. ૫૭) આવાં વાક્યો ભાગ્યેજ સાંભળવામાં આવતાં હશે.

કેવળ સંસ્કૃતમય ભાષા વાપરવાથી બે તરહનું નુકશાન થાય છે. એક તો એવી ભાષામાં લખાયલાં પુસ્તકોનો ઘણા થોડા લોકો લાભ લઇ શકે છે. લોકનો મોટો ભાગ આવી ભાષા સમજી શકતો નથી. અને બીજું એકે શુદ્ધ ગુજરાતી ભાષાની વૃદ્ધિમાં હરકત પડે છે. કેટલાકનું ધારવું એમ થતું હશે કે ગુજરાતી ભાષા સંસ્કૃતથી ઉત્પન્ન થયેલી છે વાસ્તે તેમાં જેમ જેમ વધારે સંસ્કૃત શબ્દ ઉમેરતા જઈશું તેમ તેમ મુળ સંસ્કૃત જેવી થતી જશે અને કોઈ કાળે સંસ્કૃત ભાષાજ વપરાતી થશે. પરંતુ આમ ધારવામાં મોટી ભુલ દેખાય છે. ગુજરાતી ભાષા સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી છે એ વાત ખરી, પણ હાલમાં તે એક જુદીજ ભાષા છે. તેનો ફેલાવો થવામાં અન્ય તરફથી મદદ થયેલી છે, અને જેમ બે રસાયણી પદાર્થો ભેગા કરતાં એક ત્રીજો રસાયણી પદાર્થ થાય છે અને તેનામાં મૂળ બે પદાર્થ કરતાં જુદાજ ગુણ ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે આ ભાષાના સંબંધમાં પણ થયેલું છે. એ ત્રીજા પદાર્થમાં એકલા પહેલા પદાર્થનું ગમે તેટલું મિશ્રણ કરીએ પણ તે પહેલો પદાર્થ ન થાય. તેવીજ રીતે આવી સંસ્કૃતમય ભાષા કરવાથી ગુજરાતી ખરાબ દેખાય છે અને સંસ્કૃત થવાની નથી. તેમજ વળી કેટલાકનું ધારવું એવી રીતનું થાયછે કે જેમ સંસ્કૃત શબ્દ વધારે વપરાય તેમ ભાષા વધારે સારી દેખાય. એટલું તો સત્ય છે કે ગુજરાતી ભાષા સંસ્કૃતમાંથી ઉત્પન્ન થઇ છે અને તેથી સ્વાભાવિક રીતે તેમાં સંસ્કૃત શબ્દો વધારે હોય અને તેથીજ તેની શોભા વધે છે. પરંતુ તેમાં પણ જો એની મેળે શબ્દો રચનામાં હોય ગોઠવાઇ જતા હોય તોજ તે શોભા આપેછે અને મધુર લાગેછે. વિચાર કરીને, સારા શબ્દો ગોઠવવાને ખાતરજ જો ખોળી કહાડી શબ્દો મૂકવામાં આવે તો ભાષા ખરાબ દેખાય છે અને કૃત્રિમ થઈ જાયછે. જે વખતે ખુશી અથવા દીલગીરી થાયછે તે વખત તેની સ્વાભાવિક ભાષા નીકળી જાયછે. તે વખતે સારા શબ્દોનું શોધન એક બાજુ ઉપર રહી જાયછે. ઉંઘતા માણસને લાકડી વાગતાં અથવા કાંઇ કરડતાં, "ઓ મારા બાપરે" કરીનેજ બૂમ પાડે છે. તે વખતે તે "અહો પિતાજી" કહેતો નથી. તેથીજ કરીને જ્યાં આગળ સાધારણ રીતે સંસ્કૃત શબ્દો આવેછે તે મિષ્ટ લાગેછે, પણ જો પાંડીત્ય રચના કરવા માંડી હોય છે તો ભાષા ક્લિષ્ટ થઇ જાયછે. આ પુસ્તકનો કર્તા પણ અજાણે એજ અભિપ્રાયને ટેકો આપેછે. આ કર્તા સાધારણ રીતે ઘણુંજ સંસ્કૃતમય લખેછે, તોપણ જ્યાં આગળ પુંડરીકનું મરણ થાયછે અને તેથી મહાશ્વેતાને થતો ખેદ દર્શાવ્યો છે ત્યાં આગળ ભાષા સરળ અને સહેલી છે. આ સ્થળે બે વિચાર લઇ શકાય. કાંતો કર્તાએ આ ઠેકાણે જાણી જોઇને સેહેલી ભાષા લખી હશે કે એની મેળે સેહેલી લખાઈ ગઇ હશે. જો જાણીને સેહેલી લખી હશે તો કર્તા એ મત સ્વીકારે છે કે શોક વખતે નીકળતી ભાષા સ્વાભાવિક અને સહેલી હોવી જોઇએ. અને જો સેહેલી લખાઇ ગઇ હશે તોપણ બતાવી આપે છે કે શોક વખત સ્વાભાવિક ભાષાજ લખાઈ જાયછે. સર્વથા ભાષા તો સ્વયંભુ નીકળતી હોય, બોલાતી હોય, તે પ્રમાણેજ લખાવી જોઇએ.

એકંદર પુસ્તક વિદ્વત્તા ભરેલું છે અને અમે તેને વાસ્તે કર્તાને ધન્યવાદ આપીયે છીએ. સાધારણ પંક્તિનાં, ગમે તેવી કલ્પિત વાતોનાં, માત્ર ઘડી બે ઘડી વખત ગુમાવવાનેજ કલ્પેલાં પુસ્તકો વાંચવા કરતાં આવા પુસ્તકો વાંચવામાં વખત ગાળ્યેથી ફાયદો થવા સંભવ છે. અને વખતનો સદુપયોગ થાયછે.

ગોળામાં પાણીમાં ભરે છે અને તે ગોળામાં બે નળીયો રાખી છે. આ ગોળાને સાધારણ ધાતુની દીવી ઉપર ગોઠવેલો છે. જ્યારે અજવાળું નરમ પડે છે ત્યારે પેલી નળીઓમાંથી હવા દાખલ કરવામાં આવે છે. આ હવાથી જીવડાં સતેજ થાય છે અને પાછું તેજ પ્રકાશવા માંડે છે. આ દીવાનું તેજ, પાણી અને જીવડાં બદલ્યા શીવાય પણ ઘણાં અઠવાડીયાં સુધી ચાલે છે. આ પણ એક જીવડાંને માથે આફત! મોટાં પ્રાણીના પંજામાંથી બચ્યાં ત્યારે બીજી પાસ સપડાયાં!

* * *

ઉત્તર ધ્રુવ ખોળી કહાડવાની ગાંડાઈ હજી શમી નથી. એન્ડ્રી નામના વિદ્વાને બલુન ઉપર સ્વારી કરી એણી પાસ ચલાવ્યાં તે પાછા આવ્યાંજ નહી. વખતો વખત જુદી જુદી પ્રજાઓં તરફથી વાહાણના કાફલા એ બાજુ શોધસારૂ જાય છે અને અથડાઇ કુટાઇને રહ્યા સહ્યા પાછા આવે છે. હમણાં વળી એક બાલ-ડવીન નામના વીદ્વાન બેત્રણ વાહાણ લઇ ઉત્તર ધ્રુવની મુસાફ્રી કરવા નીકળી પડ્યા છે. જ્યારે બરફથી ઠરી ગયેલો પ્રદેશ આવશે ત્યારે તેઓ પોતાની વગર ઘોડાની વરાળથી ચાલતી 'મોટાર' ગાડીમાં આગળ વધવાના છે. એટલા સારૂ તેમણે એક મજબુત ગાડી બનાવરાવી છે. તે ગાડી ત્રણ હજાર માઇલ સુધી એકજ વખત તેલ ભરવાથી ચાલી શકે એવી ગોઠવણ રાખી છે. ઉત્તર ધ્રુવની મ્યુનીસીપાલીટીએ બર-ફની સડકતો મજબુત અને સાફ કરી મૂકી હશે! એટલે ગાડી દોડવાને વાંધો આવે એમ લાગતું નથી!

* * *

આપણા નામદાર વાઇસરાયે હદ કરીછે! ચોક-સી કરવામાતો બાકી રાખી નથી. પ્લેગ કમીશન, દુકાળ કમીશન, રેલવે કમીશન, નહેર કમીશન, અને એવાં બીજાં પાંચ સાત કમીશનજ કમીશન! પણ હવે જોવાનું એટલુંજ છે કે એ કમીશનના તપાસનું પરિણામ શું આવે છે. એ બધા તપાસ અને લાંબા લાંબા રીપોર્ટ પ્રમાણે કાંઈ સુધારા વધારા થાય છે કે નહીં તે જોવાનું રહ્યું છે. તરત ને તરતજ જો નામદાર વાઇસરાય કાંઇ તેનો અમલ કરે તોતો ઠીક. અસાર સુધીમાં એવા રીપોર્ટો થોડા ઘણા તો આગળ પણ થયેલા ખરા, પરંતુ એવાં એવાં લખાણ-ના તો કાંઇક ગાંસડા બાંધી મુકયા હશે। કોણ પૂછેછે એવાં ટાહ્યલાંને એક જણે લખ્યું અને તેની પછી આવનારને ના પસંદ પડયુ એટલે થઇ રહ્યું. કાલે સવારે બીજા વાઇસરાય સાહેબનો વિચાર કેવો નીકળશે તે કોણ જાણે? આમાંથી કાંઈ દેશને હિતકર વર્તન થાય તો ઠીક, નહીં તો એ કમીશનના અમલદારોનો પગાર, જવા આવવાનાં ગાડી ભાડાં અને નકામા કાગળ વીગેરે બગડશે તે બધાનો ખરચ, એ બધું ઉધાર ખાતે લખી વાળવાનું! અને રીકાર્ડમાં ચાર દફતર સાચવ-વાનાં વધારે!

* * *

હમણાંજ અત્રે દુકાળ સંબંધી વ્યવસ્થા તપા-સવાને ગવરનર સાહેબ, લૅડી નૉર્થકોટ અત્રે આવ્યા હતા, તે વખત તેઓ ગરીબોને ખાવાનું આ-પવા સારૂ રૂા. ૫૦૦૦ આપતા ગયા છે. આ નામદાર પ્રથમથીજ આવા કામમાં પૈસા આ-પતા આવ્યા છે. તેમનામાં દયાનો ગુણ સ્પષ્ટ દેખાઇ આવે છે. લેડીનોર્થકોટના સખાવતના દાખલા પણ ઢાંક્યા રહ્યા નથી. તેઓએ તો દાન કરી તેની જાણ પડવા ન દેવાની પણ કાળજી કરી છે. ગત વર્ષે તેમણે પુનામાં એવી રીતે ગુપ્ત વેશે ગરીબોને પૈસા આપવા માંડ્યા ની વાત બાહાર આવેલીજ છે. નામદાર ગવ-ર્નરની ખાનદાનીયત દેખાઈજ આવે છે. રાજ-કીય બાબતોમાં તો આપણા દેશને વધારે હક શી રીતે આપી શકે? ધોરણ વિરૂદ્ધ ચલાય નહીં, અને ધોરણ તો ન આપવાનુંજ બંધાયું!

## સ્ત્રીઓમાટે ખાસ.

" હવે કોઇ જમાઈ સોધવાનું ધ્યાનમાં લ્યોને વારૂ ." ધીરજકુંવરે ધીરે રહી નરમ અવાજમાં કહ્યું. ધીરજકુંવર હીંચકા ખાતાં હતાં અને ગીરધરલાલ બારી આગળ આરામ ખુરશી ઉપર પડયા પડયા પેપર વાંચતા હતા અને વાતો પણ કરતા હતા.

" જમાઇ કેટલા? જમાઇ તો બધા ઘણાએ રસ્તામાં આથડે છે. પકડી લાવીશું એકાદ " ગીરધરલાલે વાંચતે વાંચતેજ જવાબ દીધો.

" વારૂ એવું શું બોલતા હશો ? પાંચરૂં બોલોને જ્યારે કહીએ ત્યારે તમારે તો મશ્કરીમાંજ કાહાડી નાંખવાનું. જરા વિચાર તો કરો. હવે કાંઇ સુશીલા નાહાની છે કાલે ઉઠીને બાર વરસની થશે અને કન્યાકાળ જશે વળી હજી તો ભણાવ ભણાવ કરો છો. ત્યારે એને વાસ્તે છોકરો પણ તેવો ભણેલો જોઇશું ને તે એમ દોડતાં, કયાંથી જડશે. અમે કહીએ તેતો ધ્યાનમાંજ નથી લેતા." બોલતાં બોલતાં ધીરજ કુવરનો અવાજ છેક નરમ થઇ ગયો.

" લ્યો ત્યારે તમારૂં કહેવું ખરૂં. હવે થયું " ગીરધરલાલે પેપરમાંથી મ્હોં કહાડયું.

" ખરૂં કહ્યું તેમાં શું ઉઘડયું. કાંઇ વિચાર તો કરતા નથી " ધીરજકુંવરે જવાબ દીધો

" લ્યો ત્યારે વિચાર કરીએ. આજ ન્યાત છે ત્યાં તમે જમવા તો જવાનાં હશો અને ત્યાં બધા ન્યાતના છોકરા ભેગા થશે. ત્યારે એકાદને પસંદ કરતાં આવજો એટલે થયું. જરૂર પડે તો કોઇ એ તમારા જેવાં સમજુ હોય તેને સલાહ પુછજો એટલે એ નક્કી થઇ ગયું." ગીરધરલાલે કાંઇક હસીને અને કાંઇક મ્હોં ઠેકાણે રાખી જવાબ દીધો.

" ઠીક. એમ કરીશું. " કહી ધીરજ કુંવર ચાલતાં થયાં.

* * * * * *

દીવામાં બત્તી પડવા વખત થઇ હતી અને કાંઇક દીવા પણ થયા હતા, તે વખતે ભીખારીદાસની પોળમાં ન્યાત ભરાવા માંડી હતી. દહાડે જ્યાં આગળ પુષ્કળ ગંદકી થતી હતી, નાનાં છોકરાંએ જે જગાઓ ખાસ પોતાનાં જાજરૂ તરીકે પસંદ કરેલી હતી અને જ્યાં આગળ દહાડે એક મીનીટ વાત કરવા પણ ઉભા રહેતાં કંટાળો આવે, તે જગા રહેજસાજ વાળી, પાણી છાંટી, જમવા બેસવા તૈયાર કરી હતી. કોઇક ઠેકાણે બેસનારની પાછળ તો કોઇક ઠેકાણે તેના મ્હો સામાં જાજરૂ આવી રહ્યાં હતાં; પણ ન્યાત જમવાને દીવસે એવી ગંદકી ગણાતી નથી સ્ત્રી વર્ગ તેમ પુરૂષ વર્ગ આવવા માંડયો હતો. સ્ત્રી વર્ગ વિશેષ જણાતો હતો. લાલપીળાં કપડાં અને જાત જાતના દાગીનાનું પ્રદર્શન કરવા ધાર્યું હોય તો વસ્તુઓ મળતાં મુસ્કેલી પડે, તેવી વસ્તુઓ ધુળમાં રગદોળાવા અને પ્રસંગે ખોવાવા અહીં આગળ એકઠી થઇ હતી. ધીરે ધીરે બધી ન્યાત ભરાઇ, દીવા મુકાયા અને સર્વે પોત પોતાની જગાએ બેસી ગયા. પીરસવાની ગોઠવણમાં ન્યાતના છોકરા સામેલ થઇ ગયા હતા, સ્ત્રી વર્ગમાં પીરસનાર ઘણો ભાગ જવાનીયાનો હતો. માથામાં તેલ કાનમાં અત્તર અને ઠાઠ બંધ સેથી પાડી, લાંબા પોહોળા ફરતા હતા અને પોતાની હુશીયારી બતાવવા માથા કૂટ કરતા હતા. કેટલાકે પરણવાની ઉમેદવારીમાં આ ઉપરાંત એક બે દાગીના પણ કોટમાં નાંખ્યા હતા. જમવાનું શરૂ થયું અને તેની સાથે સ્ત્રી વર્ગની વાતો પણ ચાલી. શુક્રનો તારો અસ્ત થતો હતો એટલે લગન ગાળાની ધમાલ ચાલી હતી અને ન્યાતો પણ ઉપરા ઉપરી હતી. દહાડાના દસ મંડાતા હતા અને દસ છડાતા હતા. આ સર્વેના ગુણ દોષની પરીક્ષા કરવાની. એ કાંઇ સ્ત્રી વર્ગને ઓછું કામ નહોતું. એટલે વાતોમાં કાંઇ

બાકી નોહોતી. ધીરજકુંવરને સુશીલાનો વિવાહ કરવાની ઉતાવળ આ કારણથી પણ થઈ હતી. ધીરજકુંવર પણ એવાજ તપાસમાં ગુંથાયાં હતાં. એટલામાં ન્યાતના છેડા આગળ બુમ પડી અને બધાં દોડવા લાગ્યા. અહીં આગળ કારણ નસમજાવાથી બધાં બેસી રહ્યાં પણ એટલામાંતો છેક પાસે પુષ્કળ દોડતો એક આખલો આવી પહોંચ્યો. ધીરજકુંવર સામે ઓટલે નાઠાં. સુશીલા પણ દોડી. ધીરજકુંવર સામે ઓટલે પહોંચી ગયાં પણ સુશીલાને ઠોકર લાગી અને રસ્તા વચ્ચે પડી. આખલો છેક નજદીક આવી પહોંચ્યો અને બધાંએ 'મારો મારો' એમ બુમ પાડી મૂકી. એટલામાં સામેથી એક અઢાર વીસ વરસનો યુવાન, હાથમાં દાળનું તપેલું લઈ, 'બેસો, બેસો' એમ બુમ પાડતો, આવી પહોંચ્યો. તેણે આ સર્વે બનાવ જોતા બરોબર દાળનું તપેલું હાથમાંથી ફેંકી દીધું અને દોડી બાળાને ઉંચકી લીધી અને બાજુ ઉપર ખસી ગયો. બાજુ ઉપર ખસતામાં તેના ખભા ઉપર આખલાનું પુંછડું વાગ્યું અને એટલેથીજ બન્ને જણ બચ્યા. સુશીલા અર્ધી બેભાન થઇ ગઈ હતી. થોડીવારે સુશીલાને શાંતી વળી. કેટલીક માથા કૂટે ન્યાત પાછી બેઠી અને જમી રહી. ધીરજકુંવરે ઘેર જઇ બધી વાત ગીરધરલાલને કહી અને આખરે કહ્યું કે "ઇશ્વરનો પાડ માનવાનો કે છોકરી બચી, અને એ કેસરીલાલે બચાવી, નહીં તો કોણ જાણે શું એ થાત."

ગીરધરલાલે બધી વાત સાંભળી લીધી અને પછી થોડીકવારે કાંઈક વિચારમાંથી જાગ્યા હોય તેમ બોલ્યા "કેસરીલાલ કોણ ?"

"પેલા દેશાઇવાળાની છોકરીનો છોકરો" ધીરજકુંવરે જવાબ દીધો. "હાસ્તો ઓળખ્યો. એ તો આ સાલ બી. એ. ની પરીક્ષામાં જવાનો છે. એણે વાળમાં શેંથી પટીયાં પાડ્યાં હતાં કે?" ગીરધરલાલે પુછ્યું "નારે એ તો કાંઈ એવી માથાકૂટ કરે એવો નથી. અને એ તો આજકાલના છોકરા જેવો અછકલો પણ નથી." ધીરજકુંવરે ઉમેર્યું. "ત્યારે આપણી સુશીલાનો વિવાહ કરી દ્યો એની જોડે. હું કહેતો હતો કેની કે જમાઇ તો રસ્તામાં અથડાય છે." ગીરધરલાલ કાંઇક હસ્યા. "તમે તો કાંઇ જાણો કરો નહીં અને કહ્યું કે કરી દ્યો એટલે થઈ ગયું. એનો તો વિવાહ મળેલો છે મારી પીત્રાઇ ફોઇની છોકરી જોડે."

"ત્યારે બીજો કોઇ અથડાય ત્યાં સુધી વાટ જુવો." કહી ગીરધરલાલે વાત પતવવા માંડી.

"પણ ફોઇની નજરમાં છોકરો બરાબર બેસતો આવ્યો હોય એમ લાગતું નથી. હું મોટી પોળે મારા કાકાને ત્યાં ગઇ હતી ત્યારે એ આવી હતી અને એના બોલવા ઉપરથી એમ લાગતું હતું કે બીજું કોઇ ઠેકાણું ખોજે છે. હું કાલે એણી પાસ જવાની છું ત્યારે લાગ આવશે તો તપાસ કરતી આવીશ." ધીરજકુંવરે બધી વાત ગોઠવી પણ ગીરધરલાલે તો ઝાઝું ધ્યાન આપ્યુંજ નહીં.

"તમારે ફાવે તેમ કરજો અને આ છોકરા જોડે વિવાહ થાય એમ હોય તો; મને કહેજો. નહીં તો નકામો આખા ગામનો ચોપડો ના ઉકેલશો" ગીરધરલાલે વાત બંધ કરી.

ધીરજકુંવરને બીજા દિવસની સાંજ પડતાં તો મહા મુશ્કેલી પડી. કેમે કર્યો સાંખત જાયજ નહીં આખરે સાંજ પડી અને બહાર ગયાં. તે દિવસે ઘેર આવતાં છેક રાતના નવ વાગી ગયા. છેવટે સાડાનવ વાગે પોતાના પીયેરથી ફાનસ લેવરાવી આવ્યાં. મોહોડા ઉપર હરખ તો માતો ન હતો. અને ગીરધરલાલ કાંઈ કહે ત્યાર પહેલાં તો ધીરજકુંવરે શરૂ કરી દીધું. "લ્યો એ તો નક્કી થઇ ગયું બધું. કાલે સવારે સુશીલાનો ને કેસરીલાલનો વિવાહ કર્યાની વાત ઉઘાડી પાડીશું. મહુરત જોવડાવતી આવીછું કશું બાકી રાખ્યું નથી."

નીર્મળા.

શુદ્ધ વનસ્પતીનું."

# કામદિપોતેજક ચૂર્ણ.

ફક્ત પુરૂષો માટે.

# ચમત્કારી દેશી ઔષધ.

---

## ધાતુપુષ્ટિ માટે અકશીર દવા.

આ ચુરણ ધાતુપુષ્ટી માટે એક અતી ઉત્તમ ઉપાય છે. પુરૂષો અને વિદ્યાર્થીઓએ આ દવાનો ઉપયોગ કરવાથી તેઓના શરીરમાંથી નબળાઇથી ઉત્પન્ન થયલાં બધા દરદોનો નાશ કરી, શરીરના દરેક અવયવ પુષ્ટ બનાવે છે. આંખે આવતાં અંધારા, માથાનું દુખવું, કમરનું દુખવું, પીશાબ મારગે ધાતુ જવી, યાદદાસ્ત શક્તિ ઓછી, હાથ પગનુ ધ્રુજવું, કામ કરતાં કંટાળો આવવું, જુવાનીમાં બુઢાપા જેવી હાલત, જુવાનીમાં ટુંકી નજર, ચહેરાનું ફીકાપણું, સાંધાનો દુખારો, ખાંસી, દમ, હાંફણુ, ગરમીના રોગ વગેરે દરદો, ધાતુની નબળાઇથી થાય છે તે આ દવા વાપરવાથી શરીરમાંના બધા દરદો દુર થઈ શરીર બહુજ પુષ્ટ થાઓ છે, પાચન શકિત સુધરે છે જેથી ભૂખ બહુ લાગે છે. ઝાડો સાફ આવે છે. આ ચુરણ દેશી વનસ્પતિમાંથી બનાવવામાં આવે છે ફક્ત ત્રણુજ દહાડા વાપરવાથી ફાયદો ન થાય તો પઇસા પાછા આપવામાં આવશે. પુરૂષ વરગેજ આ દવા વાપરવી સ્ત્રીઓએ એ દવા વાપરવી નહીં. કીમત તોલા ૧૨ ની શીશી ૧ નો રૂપીઓ દોઢ છુટક તોલા એકના આના અઢી.

વાપરવાની રીત–ત્રીશ વરસની ઉમર ઉપરના માણસે ચુરણ તોલો અરધો સવારના મધ સાથે તથા રાતના સુતી વખતે તોલો અરધો મળી દીવસમાં તોલો એક ખાવી.

૧૨ થી ૨૦ સુધીની ઉમરનાએ દરેક વખતે તોલો ०। મધ સાથે ખવી. પરેજી કાંઇ નહીં.

## સરટીફીકેટ.

નગર હવેલી તા. ૪ થી એપ્રીલ ૧૯૦૦

હું નીચે સહી કરનાર ઘણીજ ખુશીની સાથે જણાવું છુ કે મેં 'સપટ' ની શીશી એક નામે "કામદીપોતેજક ચુરણ" લેવાથી મને સ્વપનામાં ધાત જવાથી થતી નબળાઈ દુર થઇ છે. તેમજ સાંધાની કળતર પણ નરમ પડી છે વળી એ ચુરણ લેવાથી પેટ પણ સાફ આવે છે. જો બે શીશી લીધી હોત તો એથી પણ ઘણો ફાયદો થાત, તેથી મારી ભલામણ છે કે એ શીશીનો ઉપયોગ કરવો. આ સરટીફીકેટ ખરો ફાયદો જોઇનેજ આપી છે.

આદરજી હોરમસજી દાદરાવાળા.

તે નગર હવેલીના સબ જડજ.

# સપટ એન્ડ કંપની.

બુદ્ધી વરધક સ્કુલની સામે, ૨૫૯ કાલબાદેવી મુંબઈ.

તાંજે કલમ—સપટ કું૦ નામ વાંચી લેવું નકલીયાત માલથી સંભાળજો.

# WANTED

ALL Consumptive patients to know that Dr. Paul's "Phthisis Inhalation" kills the specific germs (bacilli) of Consumption & thereby induces prompt and radical cure in the early stage of the disease. In the more advanced stage the Inhalation checks its further progress at once and brings them round gradually in a short time. A trial would prove its beneficent results even in the last stage, when life is certain to be prolonged by its use. One bottle is quite enough for a patient. Medical practitioners would do well to give the Inhalation a trial in their practice.

RS. 5 PER BOTTLE, PACKING ANS 6. POSTAGE AND V. P. CHARGES AS. 6 ONLY. APPLY TO Dr. S. C. PAUL L. M S, SPECIALIST IN DISEASES OF

**LEVER AND LUNGS,**

19, DOCTOR'S LANE, TALTOLLA CALCUTTA.

Dr. A. N. Roy Chowdhuri, M. B., Calcutta writes:—"I have tried your Phthisis Inhalation in several cases of consumption, and I am glad to say, the results have been highly satisfactory in the first stage of the disease, I always recommend it to my patients. Please supply a bottle of your "Inhalation" to the bearer whose brother has been suffering from consumption for the last five months and oblige".

Dr. Eduljee Cowasjee, L. M. & S. Sir Jamsetjee's Sanitarium, Khandalla Bomby Presidency, writes:—" As I have found your " Phthisis Inhalation" beneficial, I always recommend it to my patients Please send me per V. P. P. one bottle of your Inhalation for my wife, who has been suffering from the symptoms of the first stage of consumption."

Babu Balmukunda Upadhaya for Raja Shaheb Bahadur of Surajpura, Shahabad, writes:—" Be pleased to send me per V. P. P. one more phial of your valuable and most efficacious "Phthisis Inhalation." The medicine has done some real good to the patient".

Mr. Dorabjee Burjorjee, Camp Neemuch, Central India, writes:— " Please send me per V. P. P. another bottle of your " Phthisis Inhalation." The first bottle you sent me has effected me well."

N. B. Please mention this paper when ordering.

# SANTAN RAKSHAK.

It is the most useful liniment for females in the state of pregnancy. It relieves the sympathetic vomiting and nausea (morning sickness) in the early stage, prevents miscarriage and at the same time ensures safe and easy delivery, &c., &c.

No family man should be without a bottle of this liniment which is for external application only.

---

Rupees 2 per bottle, packing annas 4; postage and V P charges extra Apply to Dr. S. C. C. Paul, L. M. S, 19 Doctor's Lane. Toltollah, Calcutta.

---

Testimonials:—

Dr. G. Manook, M. B, (Edin) Surgeon, Calcutta, writes:—" I have to report favourably of my trials with your "Santan Rakshak." I have given your specific a fair trial among all classes. The results have been, I am compelled to say, very wonderful in threatend miscarriage and prolonged labour where direct interference was impossible. I have no doubt others will be as grateful to you as I am Please send me one dozen phials more and oblige."

---

Dr. Tarini Charn Dutt, Graduate of the Medical College, Bengal [G. M. C. B.] and retired Assistant Surgeon writes:—" I have much pleasure in testifying to the efficacy of your 'Santan Rakshak' which is being used by many respectable persons in cases of difficult labour and threatened abortion with satisfactory and unexpected results.

# ડૉક્ટર એન હોલનું હેલ્થ ટોનર.

**ખરાબ [illegible]થી નીપજતી નબળાઈની જગત પ્રસિદ્ધ રામબાણ દવા.**

The bottle should be kept well corked and in a cool place.

**DR. N. HALL'S HEALTH TONER.**




DOSE—For an Adult one Dessert spoonful in half a wine glass of water after each meal - Children in proportion

PREPARED AT THE LABORATORY OF

Dr. N. HALL & Co.,

NONE IS GENUINE UNLESS SIGNED

*A Hall & Co.*

For Ts tlentars App'y to DR. JAMNADASS PREMCHUND, Bhooleshwar, Bombay

દુનીઆના વીદ્વાન અને પ્રખ્યાત દાક્તરો આ પ્રખ્યાત હેલ્થ ટોનર પુરૂષ, સ્ત્રીઓ અને બચ્ચાંઓને દરકોઈ રૂતુમા વાપરવાની ખાસ ભલામણ કરે છે

લાંબા વખત સુધી હાથરસ કરનારા, અતી વીર્ય કરનારા, ધાતુશ્રાવથી અને અટકાવ દુખીને આવતી અગર અટકાવ નહી દેખાતી સ્ત્રીઓને માટે તો આ હેલ્થટોનર એક ચમત્કારીક દવા છે.

જો તમો પાંડુરોગ જીર્ણજ્વર, મેલેરીઆવ ફીવર, કલેજા અને બરોળની ગાંઠ, છાતીની ફીક, હાર્ટનો ( હૃદયસ્થાન ) દુઃખાવો, ક્ષયરોગ, વીર્યમા કમ તાકાત, કમ યાદશક્તિ, મગજની અસ્થિરતા, મધુમેહ ( Diabetes ) કબજીઅત, દમ, મંદાગ્નિ ( ભુખનું મરીજવું ) જુનો પરમો, વુનવાયુ, ( Hysteria ) સુવારોગ, અને હાથરસની ખરાબ અસરથી દુખ પામતા હો તો આ હેલ્થટોનરનો ખાસ ઉપયોગ દરકોઈ રૂતુમા જમે તે ઉમરે અને વગર પરેજીએ દરેક મનુષ્યે હમેશા કરવો જેમ બીજા ટોનીક પાછળ ખરચેલા પૈસા થોડા વખત પછી નકામા જાય છે તેમ ન થતાં હેલ્થટોનરની જાદુથી થએલી અસર લાંબા વખત સુધી ટકી રહે છે.

### હેલ્થ ટોનર મળવાનાં ઠેકાણાં.

હિંદુસ્તાનના દરેક શેહેરના દવા વેચનારાઓની દુકાને મળેછે કીમત રૂ. ૧—૪—૦તેર ૨—૦—૦ હિંદુસ્તાન માટે હોલસેલ રે પ્રીઝેન્ટેટિવ દાક્તર જમનાદાસ પ્રેમચંદ, આંખ તથા કાનના ખાસ દાકતર. મુંબઈ. અમદાવાદ. જથાબંધ લેનારને મોટું કમીશન આપાય છે

## ( પાણી પહેલાં પાળ બાંધો. ) કૉલેરા રક્ષક. ( પાણી પહેલાં પાળ બાંધો )

આ કૉલેરા રક્ષક કૉલેરાનો રોગ ચઢતા અટકાવનાર તેમજ મટાડનાર તરીકે રામબાણ દવાછે. કૉલેરા રક્ષક વાપરવાથી મરકી રૂપ માણસને કોલેરા થતો નથી અને તે કપુરના અરક કરતાં વધારે સ્વાદિષ્ટ અને ગુણકારીછે અગાઉ કૉલેરાના રોગચાળા વખતે આપવાથી ગુણ દાયકારક સિદ્ધથઈછે.

કૉલેરારક્ષકથી હજારો આદમીઓને કોલેરા ચઢ્યો નથી તેને માટે જુદા જુદા દેશને પ્રખ્યાત દાકતરો ને ખુશીથી વાપરે છે અને ખાસ ભલામણ કરે છે. કોલેરાનો રોગ જો ત્રીજા દરજ્જા સુધી લાગુ પડ્યો હોય છે તો પણ કૉલેરારક્ષકથી રોગીઓ બચે છે અને બચી ગયા છે એટલે કહેતાં જો ઉલટી, ઝાડો, પગમાં અને જાંઘના ગોટલા અને પેશાબનું પેદા થવું બંધ પડવું એ ટલા ચિન્હ લાગુ પડ્યાં હોય તો પણ કૉલેરારક્ષક મટાડે છે.

કૉલેરાનો રોગ જે જે દેશમાં ચાલતો હોય તે તે દેશના તેમજ બીજા દેશના દરેક કુટુમ્બે તેમ મુસાફરોએ આ અસરકારક જાદુઈ કૉલેરા રક્ષકની એકાદ શીશી નજીવી કિંમતે લઈ પોતાની પાસે રાખી દરરોજ તે જરૂર પીતા રહેવું, કારણ કે આ દવા પીવાથી કૉલેરા લાગુ પડવાની દેહશત દુર થાય છે અને અમુલ્ય પ્રાણ બચી જાય છે.

નકલી માલથી દુર રહેજો દાકતર હૉલનું કૉલેરા રક્ષક એકજ છે.

કૉલેરા રક્ષક સર્વે દવા વેચનારને ત્યાંથી મળે છે કીમત બાટલી એકના આના આઠ. હિંદુસ્થાનનાખાસ એજંટ દાકતરજમનાદાસ પ્રેમચંદ એન્ડ એમ એન્ડ એસ મુંબઈ અમદાવાદ. બહાર ગામ સારુ એજંટો જોઈએ છે જથાબંધ ખરીદનારને સારૂં કમિશન આપવામાં આવશે.

# એ. સી. એમ. એન્ડ કો.

( નકલી માલથી સાવચેત રહેજો. )

## “પેનકમ્ફર્ટર” “પેનકમ્ફર્ટર” “પેનકમ્ફર્ટર”

આ દવા ખાસ દેશીવનસ્પતિઓમાંથી બનાવવામાં આવી છે. ચુંક, બદહજમી, ઝાડો ઉલટી વગેરે ઉપર ઘણીજ અકસીર છે. કોલેરાનો દુષ્ટરોગ ચાલતો હોય છે ત્યારે પ્રાણ રક્ષ થઇ પડે છે. પગે ચઢતા ગોટલા, કમર ઉપર થતો દુખાવો વગેરે દરદ ઉપર મસલવાથ આરામ કરે છે. કીંમત મોટી બાટલીના આના નવ અને નાની બાટલીના આના ૭.



## વિંછીની દવા. ફક્ત ચાર આના.

આ દવા વાપરવાથી જેને વિંછી કરડયો હોય તેને તરત આરામ થાય છે. વિંછી ડાબા અંગ ઉપર કરડયો હોય તે જમણી આંખમાં બે ત્રણ ટપકાં નાંખવા અને જમણી ત કરડયો હોય તો ડાબી તરફ નાંખવા. આમ બે ત્રણ વ કર્યાથી તરત આરામ થાય છે,

## “કફસીરપ” કફસીરપ “કફસીરપ”

ફક્ત આશીરવાદ માત્ર બાર આનાજ. ઘણા વરસની મહેનતનું ફળ.

ઉધરસ, દમ, હાંફણ, ઉંટાટીયો વગેરે રોગનો કટ્ટો દુશ્મન “કફસીરપ” છે. આ સુધી નીકળેલા આવી જાતનાં સઘળાં “સીરપો” માં પહેલો દરજ્જો ભોગવવા લાયક સ્વાદમાં ઘણુંજ ઉત્તમ છે. આબરૂદાર ગૃહસ્થોના “સરટીફીકેટ” મળ્યાં છે. વીસવીસ વરસ જુની ખાંસી બીજી દવાથી ના ગઇ તે આ દવાથી ઘણીજ ટુંકી મુદતમાં ગઇ છે. અમા દવાના જાતે વખાણ કરવા ઉચીત નથી. જથાબંધ લેનારને કીફાયત આપવામાં આવશે પોરટે અને પેકીંગ ખર્ચ જુદુ સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

સોલએજન્ટ. કે. એમ. અત્તરવાળા.

ત્રણદરવાજા—અમદાવાદ.

---

## “રોયલ ટોનીક પીલ્સ”

ધાતુને પુષ્ટ કરી તાકાત આપનારી શુદ્ધ વનસ્પતિની ગોળીઓ.

ફક્ત ત્રણ દીવસમાં અદ્ભૂત શક્તિ આપે છે.

આ ગોળીઓ વાપરવાથી કમરનો દુઃખાવો, સાંધામાં થતી કળતર, આંખે ચકરી છાતીમાં થતો દમ, તથા દરેક પ્રકારની નબળાઇ દુર થઇ જુવાની માફક જુસ્સો આવે તથા વીર્ય વિકારના ગુપ્ત દરદો નાબુદ થાયછે.

દરેક દવા વેચનાર પાસેથી મળશે.

ગોવીંદજી દામોદરની કું. અમદાવાદમાં ચીમનલાલ ભોગીલાલ

૫૭ નવી હનમાનગલી મુંબાઇ. વહીઆળી ઠા.—જુમામસીદ શામેથી મળશે


---


આ માસિકના લવાજમના દર નીચે મુજબ છે. વર્ષ ૧ ના અગાઉથી રૂ. ૧—૮—૦

સ્ત્રી ગ્રાહકો પાસે ખાસ ૧—૭—૦ છુટક નકલના રૂ. ૦—૩—૦

હરિપ્રસાદ ભવાનીભાઇ દેસાઇ બી. એ. એલ. એલ. બી. તંત્રી અરૂણોદય.

ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ દરવાજે—અમદાવાદ.

# THE ARUNODAYA

# અરૂણોદય.

પુસ્તક ૨. તા. ૧૫ માહે મે ૧૯૦૨. અંક ૫.

## TO MY READERS.

Dear Readers! I have once more to crave your indulgence for this unseemly gap in the regular publication of this magazine I would rather forget how often I have promised to be regular, and how, as chance would have it, it turns out otherwise I am sure of one thing and that is, the love of my readers for us So I know that I am already excused, ere I have well said why I deserve to be excused If I may be allowed to be a little superstitious, I might say that the month of May is always fatal to us The first May after we started, our late editor was taken away from us The next May commenced a period of about eight months, during which we had to stop And this May has also done its work, by delaying us for about three months I would believe that May has not now much energy of destruction left in him, and at least next year it will be able to do us no harm, at least not beyond delaying us for about fifteen or twenty days

We know nothing about the reality of anything in this world. We never can know what a thing really is We only know what a thing appears to be It is only the mind that creates the various appearances and phenomena before our sense of consciousness, thus making up our stock of knowledge Thus it is all a matter of the mind believing a particular thing to be good or bad And if the mind decides either way, things in themselves have no power to create any opposite version So if my readers only believe, that the current number is not one which is long overdue, but that it is in due time, the contents will not revolt against their belief, by giving them a taste of

a dish, stale and rechaffe.

We sincerely trust and believe that we shall not have to strain the indulgence of our kind readers any more.

---

## THE BOMBAY ABKARI REPORT.

A striking feature, a very important blessing, of the benign British rule is embodied in a short pithy Gujerati proverb. 'A tiger and a goat can drink of the same stream at the same time and at the same place' indicates very forcibly the power which the Government has over its subjects. Even the tiger learns to curb his ferocious nature and refrains from falling upon and devouring his natural prey. Poor people are given the same rights as the rich and powerful, and they are assured of the full liberty to enjoy them, without molestation. This liberty is not a small advantage and the recipients of this right naturally feel very exultant over it. To them the idea of having a seat side by side with an exalted person, in a railway train, for example, provided he pays for it, is very funny and it tickles the incipient vanity of mankind in them. This liberty, without the requisite enlightenment necessary to enjoy it properly, often produces sad consequences. They cannot understand the difference between due respect to the constituted grades of society and undue submission to authority. The natural consequence is that they grow impertinent and audacious. This result we find embodied in another Gujerati proverb, which says that under the British rule the Hindu gods have resorted to the mountains and Mahomedan pirs have limited themselves to Mecca, i. e. religion is at a discount, and Dheds, low people, have taken to pushing aside the people. (when according to Indian ideas, they are not allowed even to touch high caste people ) This is the result of giving them rights which they are not fit to enjoy. But these poor people are paying heavily towards the cost of maintaining this enlightened and costly Government, which gives them these priviledges. Even like the goat they are paying everything they have, even their life-blood! The poor goat yields to man its milk, its progeny, its wool and finally meat. So also these poor people are paying on all sides though

quite unconsciously. Increased assessment means a greater amount appropriated as rent on land; so much less remains to be distributed between labour and capital. Low wages are a natural consequence. He pays a tax on the clothes he wears. The coarsest cloth pays something as the Excise duty on yarn He also pays tax on his food, in the shape of the salt-tax. On reading the Abkari Revenue report, the same melancholy thought strikes you, that the poor people are enveloped by taxes on all sides. This Abkari revenue is mainly derived from the pockets of the poor people. As a general rule, these poor people use this country liquor, mostly as a remedy for fatigue, and as a means of driving out care. The financial results of the administration of the Abkari department for the year 1900-1901, gives an increase of close upon four lacs in the revenue, on the previous year. Now if this tax were merely meant as a check on the growing tendency of the people to be intoxicated, it is plain that it has failed in its aim. On the contrary we see from the yearly reports that this habit is on the increase and the Government has taken advantage of it in creating a quiet source of revenue. The duty of the Government consists in trying to root out this evil and injurious habit in the people. It is done not by imposing a tax, but by raising the tone of the people, by imparting education to them. They should be trained to distinguish between good and bad. Only education can give them that sense of prudence which alone can elevate them from the present fallen condition. The example of what education can do for these people is before us in the vast mass of workmen and poor operatives engaged in the great factories and workshops in England. They have learnt to be more useful to themselves and to the country than before. This is needed rather than the rise in the price of the liquor which they consume. As long as they are ignorant and foolish, they will go on paying higher and higher prices, and thus ruin themselves. But here what we find is, not the constant and ever increasing effort on the part of the Government to diminish the use of li liquor by these people, but the

ever watchful eye of the Government to profit by this habit, by being the sole brewer of this liquor. Illicit distillation is a crime. Not only that, but the possession and sale of mhowra flowers, are prohibited by law, simply because these mhowra flowers can be distilled. It is thought expedient to move the legislature and have a Mhowra Flowers act to make it illegal to import, export, transport, possess, or sell these Mhowra flowers. This act is in force in many districts and it is intended to widen the field of its juris diction. The question of extending this Act to the Bulsar and Pardi divisions of the Surat District and also to Nasik and Broach Districts, is already engaging the attention of the Government. The only thing that engrosses the whole attention of the Government is, that if the possession of the Mhowra flowers is made illegal, there will be comparatively less of illicit distillation, and the revenue will be increased. But does it ever think what amount of hardship, the operation of any particular act entails upon the poor people ? We seriously doubt whether the Government ever thinks about the collateral difficulties resulting from any particular imposition of the Government. This mhowra flower has some other qualities also, besides being used in distillation. Possibly it might never have occurred to the Government, that poor people sustain themselves for a long period on mhowra flowers only This is the only food of some poor people in cold season, and many manage to live for at least a couple of months on these mhowra flowers. If there is an abundant crop, poor people would gather up and preserve these flowers for food. But if the possession of them in any great quantity is stopped by law, we have only to imagine the state of the helplessness, in which a poor man would be placed by this legislation. Permits are not easily obtainable, and especially so to the poor ignorant people. Thus we see that the working of this act produces very pernicious effects. We would rather like to see the Government, intending the enhancement of taxation in any other channel, but in this we wish the Government would think twice before extending the operation of this Act. Considering that the revenue thus

increased is very slight in proportion to the hardships imposed on the people, it would not be extravagant or unpolitic to abolish this act altogether.

This report may show a flourishing state of things as far as Government is concerned, but we see in it nothing but the price of the life-blood of the poor people who drink in preference to their food, because they know no better, and no appreciable efforts are made to teach them better.

## REVENUE ARREARS IN BOMBAY.

The Bombay Government has a peculiar fascination for their methods of collecting the land assessments, and they are clinging to them with a stubbornness and pertinacity, worthy of a better cause The rigour with which these assessments are being collected and the magnitude of the amount were being discussed for a very long time. But the first time that this fact was officially taken notice of, was when the whole revenue policy of the Bombay Government was critically examined by the celebrated Famine Commission, under the presidentship of Sir Antony Macdonell. It was then that the extreme rigour and unbending severity of Bombay revenue system was laid bare to the public gaze. That Commission has already suggested the overhauling and reconstruction of this system in its entirety. Strange to say, this suggestion is entirely unheeded On the contrary, a drastic Revenue Code is passed, which is very likely to result in thorough undermining of the sustaining powers of the ryot. When their position of the substantial farmers is once destroyed, owing to the loss of their power of borrowing on the security of their holdings, the natural result would be that sooner or later these farmers, one and all, would have lost all rights over their holdings. The lands would be forfeited by the Government, and they would be reduced to the position of mere labourers, working simply for their bare maintenance, without credit, without capital, without self-respect. We are rather surprised to find that the Government does not take into calculation the last logical step of this act, viz, one, in which the farmers will have no incentive to work for improving

the yield of the land. They will only care to produce their own bellyfull. This state of things has actually been witnessed in Ireland. Notwithstanding this and many more important considerations, this new Revenue Code has been already passed, and is now being put into practice. Bad as it is, there is not even this redeeming feature in it, that this new regulation might begin work with a clean slate, by wiping off all previous arrears of land-revenue. Even the supreme Government thought it expedient and politic to adopt this merciful course and write down all previovs book-debts, and for that purpose sanctioned a sum of two crores of rupees towards the expenditure in this behalf. Out of this large sum, we of the Bombay Presidency, are considerately awarded a comfortable sum of about a crore and a quarter. We were naturally exultant over this windfall, and were gratified to find in this an important lift for the poor ryots from their fallen condition. But this was not to be. The Bombay Government has still on its brains the bugbear of the individual inquiry about the paying capacity of particular individuals This system has been condemned more than once. The Famine Commission expressed its dissatisfaction with this system, in terms not quite palatable to our Bombay authorities. They still wish to leave this terrible power of harassing poor people in the hands of the lowest revenue authorities, who are generally entrusted with this work of inquiring into the paying capacity of the people. With the experience of famine works and payments thereon, and of the disbursement of Tagavi Allowances before them, we thought the Bombay Government would think twice before entrusting important works, furnishing infinite opportunities of working evil, to the poorly paid servants of very low rank. Again even granting that the persons capable of paying the revenues ought to pay up, and that the money thus paid are not a burden on the ryot in the first instance, the incidence of this payment finally comes on the land and thus on the poor ryots. We have cried ourselves hoarse on this proposition that whether in the first instance the payment is made by the rich or by the poor, the ultimate burden is on the land. These unremitted arrears

are also liable to work harm in another way. They tend to hasten the forfeitures, which are a prominent feature of our recent Revenue Code. When there is an opportunity of avoiding all these evils, and that too at the expense of the Government of India, one does not understand why the Bombay Government should consistently hold on to the harmful course The way, which at present, they are intent on following, is neither advantageous to the Government, nor to the people After so much has been said on the present methods and by 'so many wise and thoughtful administrators, we hope even now the Bombay Government would consider the merits of the case and take full advantage of the gift, granted by the Government of India and simplify the work both of the Government and the people.

# અરૂણોદય.

## હિંદુસ્થાનના લશ્કરી ખર્ચના સંબંધમાં નામદાર પાર્લામેંટને મુંબાઇ પ્રેસીડેન્સી એસોશીયેશને કરેલી અરજી.

છેલાં આઠ દશ વર્ષ થયાં હિંદુસ્થાનને માથે કંઇક કુદરતના કેરને લીધે અને કંઇક સરકારની રાજ્યનીતિની મહેરને લીધે સંકટ ઉપર સંકટ આવી પડયાં છે. વરસાદ પાણીની અછતને લીધે દુકાળ પડવાથી તથા પ્લેગ જેવા ભયંકર રોગોના સપાટાથી લોકોની સ્થીતિ ઘણીજ અધમતાએ પહોંચી, દયાજનક થઈ છે. આવા સમયમાં કંઇક કરોનો ઘટાડો થઈ તથા રાજ્ય ખર્ચમાં કરકસર થઇ લોકોની સંપત્તિ વધારવા સારૂ યત્ન થાય તે વધારે યોગ્ય ગણાય અને નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ ગાદીએ બેસે તે વરસમાં હીંદના લોકો ઉપરથી મીઠાના કર જેવો કર કાઢી નાંખી કાંઇ તેવા બનાવની યાદગીરી રખાય તો ગરીબ પ્રજાની આંતરડી આશીષ દેશે અને રાજ્ય વૈભવના સુખો સાંભળી હરખાશે. પણ હીણુભાગ્યે આવું કાંઇ ન થતાં આવા માંગળીક વરસમાં હિંદુસ્થાનની રાજ્ય લગામ હાથ ધરાવનારા ગૃહસ્થોને કંઇક ખર્ચમાં વધારો કરવાનુ યોગ્ય લાગ્યું છે.

હિંદુસ્થાન દેશ ઘણો કંગાલ છે, તે દરિદ્ર થઇ ગયો છે, તે સિદ્ધ કરવા મહાન નર મી. **દાદાભાઇ નવરોજી** તથા મી. **વીલીયમ ડીગબી** જેવા એ પુસ્તકો લખ્યાં છે. અને અનેક પ્રકારની દલીલો રજુ કરી છે. તેમાં સૌથી મુખ્ય દલીલ એ છે કે હીંદુસ્થાનમાં જોઇએ તે કરતાં વધારે લશ્કર રાખવામાં આવે છે અને તે રાખવાની પછાડી કરવા પડતા અસાધારણ ખર્ચને લીધે દેશની દુર્દશા આવેલી છે. પણ આવી દલીલને કોણ સાંભળે ! હીંદુસ્થાન દેશ જે બ્રીટીશ સામ્રાજ્યમાં એક અમુલ્ય અને અદ્વીતીય દેશ છે તે ઉપર વિલાયતના મોટા

કરવામાં આવે તો તે અરજીને ટેકો મળશે. હીંદુસ્થાનનું બજેટ પાર્લામેંટની આવતી બેઠક વખત રજુ કરવામાં આવશે. તે વખત આ ખર્ચ ઉપર તકરાર થશે તે પહેલાં ત્યાંના સભાસદોને આ હકીકતથી સંપૂર્ણ વાકેફ કરવા જોઇએ. નહીં તો પરોણા બોલાવી પરોણાગત નો ખર્ચ તેમનીજ પાસેથી લેનાર આપણા હીંદી પ્રધાન તરફથી કશી રીતની આશા રાખવી એ તો કેવળ ઝાંઝવાના પાણી જેવું છે. નામદાર શહેનશાહ ગાદીએ બેસે, અને હીંદના વડા શહેનશાહ તરીકે આવતા જાનેવારી માસમાં જાહેર થાય, તે વખતે આવો ખર્ચનો બોજો વિના કારણ ગરીબ હીંદુસ્થાન ઉપર પડે તે વાત ઘણી શોચનીય છે નામદાર વાઇસરાયે હીંદુસ્થાનમાં આવાં ઘણાં લોકપ્રિયતા મેળવવા નાં કાર્યો માથે ઉઠાવ્યાં છે. તેમની મુદત હવે પુરી થવા આવી છે, પણ હજીલગી એ નામદારે સૌને આશામાંજ રાખેલા છે. નામદાર વાઇસરાય પ્રત્યે સૌ લોકને ભરોસો છે અને આશા છે કે દીલ્હી દરબાર વખતે તે નામદાર પોતાના ભાષણમાં એકલું બ્રીટીશ સામ્રાજ્યનું મહત્વજ ન બતાવતાં, તે સાથે હીંદના લોકોના કરવેરા તથા દારિદ્રતા ઓછી થાય એવા પગલાં લેવાના જાહેર ઠરાવ બહાર પાડી, આમાંજ બ્રીટીશ સામ્રાજ્યનું મહત્વ સમાયલું છે એમ બતાવશે, અને તેમ કરી હીંદુસ્થાનમાં તે નામદાર અમર કીર્તી મુકી જશે.

---

## જ્ઞાતિઓની આધુનિક સ્થિતિ અને સુધારા કરવાનું તેનું સામર્થ્ય.

જ્ઞાતિઓની પ્રથમાવસ્થામાં તો ગયા અંકમાં બતાવી ગયા તે પ્રમાણે વિવિધ કારણથી અને જુદા જુદાં હેતુઓથી જ્ઞાતિઓની સંખ્યામાં વધારો થયો. પરંતુ આગળ જતાં કાળક્રમે આ અવસ્થા બદલાઇ. ઇશ્વરેચ્છાથી જ્ઞાનનો પ્રસાર બંધ થયો અને અજ્ઞાનતા ફેલાતી ગઇ. આથી કરીને જ્ઞાતિયો બાંધવાનો મૂળ હેતુ ભુલાઇ જવાયો અને નજીવી બાબતો, ઉપર વિવિધ જ્ઞાતિઓના ભેદનો આધાર રહેવા લાગ્યો. વળી જ્ઞાતિઓના મુખ્ય પુરૂષોના ટંટાથી અને એક બીજાની ઇર્ષ્યા અદેખાઇથી પણ નાતોમાં ફાટો પડી, જુદી જ્ઞાતિઓ અથવા એકજ જ્ઞાતિના ઉપવિભાગ પડવાનો પ્રસંગ આવ્યો. વળી કેટલાક જુજ ધાર્મિક રીવાજો પણ ફાટો પાડવામાં કારણરૂપ થઇ પડયા. કોઇની ઇચ્છામાં ગણપતિને પ્રથમ પૂજન કરવાનું ઠીક લાગ્યું તો વળી કોઇકે માતાજીને પ્રથમ પધરાવવાનું યોગ્ય ધાર્યું. આવાં કારણો પણ લોકોની અજ્ઞાનતાને લીધે જુદાં તડ પાડવાને સમર્થ નીવડયાં. આથી ચારની ચોરાશી અને ચોરાશીની ચોરાશીસેં નાતો થઇ ગઇ. અને કોઇ કોઇ પચાસુંજ ઘરની વસ્તીવાળો ભાગ પણ નાત તરીકે લેખાવા લાગ્યો.

જ્યારે જ્ઞાતિઓની આવી દશા થઇ ત્યારે સ્વાભાવિક રીતે, જે અમૂક હેતુ સાધવા મૂળ પુરૂષોએ જ્ઞાતોનું બંધારણ બાંધેલું તે હેતુ તો ક્યારનોએ લક્ષ બહાર થઇ ગયો. અમૂક જ્ઞાતિથી અમારી જ્ઞાતિ ઉંચી અને અમૂક વસ્તુ જે અમૂક જ્ઞાતિ કરેછે તે ખરાબ છે અને અમે અમારી ઉચ્ચતાને અંગે અમૂક વસ્તુ કરતા નથી, આવા વિચારજ માત્ર જ્ઞાતિઓના ભેદનાં કારણ હોય એમ ઘણે અંશે જનસમાજના મનમાં આવતું હોય એમ દેખાય છે. તેથી જ્ઞાતિના અમૂક રીત રીવાજથી કોઇ વિરૂદ્ધ ન વર્તે અને તેમ કરવાથી જ્ઞાતિની પદવીને લાંછન ન લાગી જાય, તેની ઘણીજ સાવચેતીથી ચોકી કરવામાં આવે છે. કોઇ પણ એવા ગુન્હાને સારૂ નાત બહાર મૂકવાની કે દંડ કરવાની કે એવી કોઇ બીજી જ્ઞાતિ તરફથી થતી શીક્ષાની યાદદાસ્ત હમેશ લોકોના મન આગળ તાજી રાખવામાં આવે છે. આવી સ્થિતીમાં જ્ઞાતિના કીયા આસામીએ શું ખોટું કર્યું અને તેને વાસ્તે તેને કેવી અને શી રીતે

શીક્ષા કરાવવી અથવા અમૂક જ્ઞાતિએ અમૂક ખોટું કામ કરવા માંડયું વીગેરે એક બીજાનાં છીદ્ર શોધવામાં, લોકોનો ઘણો વખત જાય છે.

આવી બાબતોમાં વખત અને ધ્યાન રોકાવાથી, જ્ઞાતિની સુધારણાનું જે મુખ્ય કાર્ય છે તે તરફ લક્ષ રહી શકતો નથી. જુદી જુદી જ્ઞાતિઓ જુદા જુદા વિષયોમાં જુદા જુદા જનસમૂહને પ્રવીણ કરી એકંદર જનસમૂહને લાભ કર્તા થઈ પડે એ ઉચ્ચ વિચાર કોઈને સાંભરતો પણ નથી. પોતાની જ્ઞાતિના લોકોમાં દુર્ગુણ ફેલાય છે કે બધા સદગુણીજ છે, કેળવણી લેછે કે અભણજ રખડેછે, ધંધા રોજગારમાં પ્રવિણ થાય છે કે દોકડાં ઘોસે છે, એ વિચાર બાજુ ઉપર રહી જાય છે. પરંતુ જો કોઇ પણ માણસે જાહેરમાં કાંઈ એવું કામ કર્યું, દાખલા તરીકે બ્રાહ્મણ થઇ તમાકુ પીધી, કે તરત જ્ઞાતિવાળા ધુણી ઉઠશે કે 'મૂકો એને જ્ઞાતિ બહાર.' છાનેમાને ગમે તો દારૂ પીયે કે અનિતી કરે, તેને કોઈ પૂછે નહીં અને તેની આવી અધમ સ્થિતી સુધારવાને યત્ન કરવો અગર સુધરવા વાસ્તે સાધન કરી આપવું તેનો તો વિચારજ ઇશ્વરને સોંપી દે બ્રાહ્મણનો જે વિદ્યા સંપાદન કરવાનો હેતુ છે, તે હેતુ પાર પાડવાને, બ્રાહ્મણના કીયા જ્ઞાતિવાળાએ કેટલોક પ્રયાસ કર્યો તે ખોળવા બેસીએ તો ઘણું કરીને તો નીરાશજ થવાનો પ્રસંગ આવે. જ્ઞાતિઓની ફરજ તો પોતાની સ્થિતિ ઉચ્ચ કરવાને વાસ્તે સુધારા કરવાની છે. અને તે કેવી રીતે થઇ શકશે અને તેને વાસ્તે સાધનો કેવી રીતે મેળવવાં તેનો વિચાર તેમને કરવાનો છે. આ મુખ્ય બાબત જો સધાય તો પછી નાની નાની બાબતો એનીં મેળે સુધરી જશે. જે બાબતોથી લાંછન લાગેછે, એમ જ્ઞાતિ સમજેછે તે, લોકો જો પોતાની પુરેપુરી ઉચ્ચતા સમજી તેને પહોંચશે, તો તેઓ તેમની મેળેજ કરવી છોડી દેશે.

વિવિધ જ્ઞાતિઓની હાલની સ્થિતીને ઉચ્ચ કરેવા વાસ્તે જે સુધારાની જરૂર છે, તેવા સુધારા કરવાને ઘણે ભાગે જ્ઞાતિના મનુષ્યોનો સાધારણ રીતે વધારે જથો હોય છે ત્યારે વધારે સુગમ પડે છે. છેક થોડા માણસની સંખ્યા હોય ત્યારે વખતે પૈસાની મોટી રકમ કરતાં હરકત પડવાનો સંભવ રહે છે. તેમજ કામ કરનારાઓની સંખ્યા પણ ઓછી હોય છે. આમ હોવાથી જે જ્ઞાતિઓના પેટા ભાગ ઘણા થઇ ગયા હોય છે તેમાં આવા કેવળ નામનાજ, થોડાકજ રીત રીવાજના ફેરથી પરેલા પેટા ભાગ હોય તે કહાડી નાંખવા જુદી જુદી જ્ઞાતિઓ તરફથી યત્ન થાય તો આ સુધારણાના કામમાં એક મોટું સાધન મળી આવે તેમ છે. વળી ઘણા પેટાભાગથી કન્યા વ્યવહારમાં વીગેરે બીજી કેટલીક બાબતોમાં જે અડચણો આવે છે, તેનોનો અત્રે વિચાર કરતા નથી, એટલે તે સંબંધી કાંઇ કહેતા નથી. માણસનો ઘણો મોટો સમૂહ થવાથી પણ કાર્યમાં કેટલીક અડચણો આવે છે, પરંતુ તેતો જ્ઞાતિઓ થવાથી દૂર થયેલી છે એટલે તે સબંધી બોલતા નથી. અવી રીતે જન સુધારણાનું કામ વિવિધ જ્ઞાતિઓ બહુ સારી રીતે સાધી શકે તેમ છે, તે આપણે જોયુ. હવે તે બાબતમાં તે કેટલું કરી શકે તેમ છે, અને કેવી રીતે કામ કર્યાથી વધારે ફળ થઇ શકે તેમ છે તે જોઇએ.

મૂળ જે કારણથી જ્ઞાતિઓ બંધાએલી, તે પ્રમાણે કેટલાક વખત સુધી ચાલ્યું. તેમાં જે હેતુ સાધવા જે જ્ઞાતિએ વિચાર કરેલો તે પ્રમાણે, તેઓ ચ લ્યા. તેથી અમૂક જ્ઞાતિ અમૂક ધધોજ કરે એવો શીરસ્તો બંધાઇ ગયો. અજ્ઞાનતામાં એવું પણ ગણાયું કે બાપદાદાનો ધંધો છોડી બીજો ધધો કરે તેણે ન કરવાનું કામ કર્યું. અને તે કારણથી આ દેશના લોકોને મૂર્ખ વેહેમી અને કેવળ જડ કહેવામાં આવ્યા. પરંતુ આમ ગણાવાના કારણનો વિચાર કરીયે તો સેહેજ જણાશે કે

આમ કહેવામાં આપણા લોકોની બહુ ચૂક નથી. પોતાના બાપદાદાનો ધંધો છોડયો તે ખોટું કર્યું તે શાથી ? એટલાજ કારણથી કે જેટલી સ્હેલાઇથી એના બાપદાદાનો ધંધો તેને આવડી શકે છે અને તેમાં જેટલી હુંશીયારી માણસ મેળવી શકે છે તેટલી સાધારણ રીતે કોઈ પણ માણસ બીજા ધંધામાં મેળવી શકતો નથી. તે ધંધાની હીકમત તેના બાપદાદા તરફથી તેને વારસામાં ઉતરેછે. વખતે અપવાદ તરીકે કોઈ માણસ બીજા ધંધામાં હુશીયાર નીકળે અને તે ધંધો કરે તેમાં તેણે નીચું કામ કર્યું એમ કહેવું તેટલું માત્ર અજ્ઞાનનું પરીણામ. તે પ્રમાણે આપણે જગતમાં દેખીયે પણ છીએ. સુતાર, લવાર, સોની વીગેરે પોતપોતાના ધંધામાંજ જલદીથી ઘણા હુંશીયાર થઇ જાય છે. વ્યાપાર તો વાણીયાજ ઘણો સારો કરી જાણેછે. એવી રીતે જ્ઞાતિવાર ધંધા વેંહેચાયલા દેખાઇ આવે છે. ત્યારે હવે દરેક જ્ઞાતિએ પણ સુધારાનો રસ્તો એવો લેવો કે તે જ્ઞાતિ જે ધંધામાં પ્રવિણ હોય તે ધંધામાં તે જ્ઞાતિના લોકો વધારે પ્રવિણ શી રીતે થાય, તે ધંધામાં સુધારા વધારા શી રીતે થઇ શકે, અને એ ધંધો હરેક રીતે શી રીતે વધે અને શી રીતે વધારે ફાયદાકારક નીવડે તેવો પ્રયત્ન તે જ્ઞાતિએ કરવો. આ હેતુ સાધવાને વાસ્તે પ્રથમ તો કેટલાંક નાણાંના મોટાં ભંડોળની મુખ્ય આવશ્યકતા છે. દરેક જ્ઞાતિએ આવાં કેટલાંક સારાં ભંડોળ કરી રાખવાની જરૂરછે. હાલના જમાનામાં દરેક ધંધામાં કાંઇ નવા નવા ફેરફાર થતાજ જાયછે, અને તે ફેરફાર સમજી અને તે પ્રમાણે ધંધો કરે તોજ ફાયદો થવા સંભવ છે ત્યારે આવાં ભંડોળવડે કરીને પોતાની જ્ઞાતિઓના લોકને પોતાના ધંધામાં બધી તરેહની બનતી સગવડ કરી આપવી જોઇએ તે કારણથી તે જ્ઞાતિ તે ધંધો એવી સારી રીતે કરી શકશે કે તેમાં તેમના સામે હરીફાઇ કરી તેમાં ટકી રહેવા બીજા કોઈ ઘણા થોડા શક્તિવાન થશે. આવી રીતની સગવડ થવાથી તે ધંધામાં નવી તરેહના હુન્નર કાઢવાને પણ એમની બુદ્ધિ દોડશે. આથી દેશને તેમજ તેમની જાતને બન્નેને ઘણો ફાયદો થવા સંભવ છે. પણ આ ઠેકાણે એ વાત ધ્યાનમાં લેવાની છે. એક તો એકે પોતાના ધંધાની માહીતી આપવી એટલે છોકરાને જે સાધારણ કેલવણી આપવી જોઇએ તે ભૂલી જવાની નથી. વ્યાપારમાં નામું લખતાં આવડ્યું એટલે આગળ કશાની જરૂર નથી એવું ધારી લેવાની મોટી ભૂલ છે. હાલ જેને પાઠશાળામાં અપાતી ઉચ્ચ કેળવણી કહેછે તે કેળવણીની માણસને ઘણી જરૂર છે. આ કેળવણી કોઈ પણ ધંધામાં નકામી નથી. આ કેળવણીથી તેની જે બુદ્ધિ ખીલેછે તે બધામાં ઉપયોગી થઇ પડેછે. વ્યાપારમાં તે ઘણી સારી રીતે સમજી શકે છે તે આપણે પશ્ચિમાત્ય દેશોના દૃષ્ટાંતથી પ્રત્યક્ષ જોઇએ છીએ. બીજી વાત એ છે કે જો કોઈ પણ જ્ઞાતિનો કોઇ યુવાન અસાધારણ બુદ્ધિવાળો નીકળી આવે અને કોઇ પણ બીજા ધંધામાં અથવા નોકરીમાં ઘણી સારી રીતે તે ફતેહમંદ થઇ શકે એમ દેખાતું હોય, તેને પણ પોતાના બાપદાદાનાજ ધંધામા નાંખવો એમ અમારૂં કહેવું નથી. તેવા યુવાનોને વાસ્તે પણ યોગ્ય સગવડ કરી આપવાની યોજના કરવી જોઇએ. પરંતુ વધારે કાળજી અન વધારે સગવડ પોતાનાજ ધંધા વાસ્તે કરવી જોઇએ.

આજકાલ એક જાતનો વિચિત્ર પવન વાય છે હરકોઇ ભણીને સરકારી અગર ખાનગી ગમે તેવી નોકરીમાં જ દાખલ થવાની ઉમેદ રાખે છે. તેથી બે તરફનું નુકસાન થાય છે. એક તો નોકરીઓનું વજન કેવળ ઘટી ગયું છે. અને ધંધા રોજગાર તરફ કોઇ લક્ષ આપતું નથી. ધંધો રોજગાર કેવળ અભણ, અને

દેખ્યુંજ કરનારા લોકોના હાથમાં રહ્યો. તેથી આપણા અર્હીના રોજગારમાં સુધારા થતા અટક્યા અને દુનીયા ઉપર બધે સુધારા થતા ચાલ્યા એટલે હરીફાઇમાં પણ આપણે પાછળ પડિએ છીએ અને દહાડે દહાડે ધંધામાંથી કસ ઓછો થતો જાય છે. વાસ્તે જો ઉપર પ્રમાણેનો, ક્રમ ફરી ચાલવા માંડે તો ઘણો ફાયદો થવા સંભવ છે.

આ પ્રમાણે બધી જ્ઞાતિઓ ફંડો ભેગાં કરી શકે તેમ છે કે કેમ, તેમ કરવામાં શી શી અડચણો આવે તેમ છે, આવા કાર્યમાં સામાજીક રીત રીવાજો અડચણરૂપ થઇ પડે છે કે કેમ, આવા બધાજ રીતરીવાજો સારા છે કે કેમ, કેટલાક રીત રીવાજ ફેરવ્યાથી આ કાર્યમાં મદદ થાય છે કે શી રીતે, અને તેમ કરવાને શા ઉપાય લેવા વીગેરે બાબતો ઉપર આગળ ઉપર વિવેચન કરીશું.

---

## નન્હે બચ્ચોંકે ખેલવણે.

આ મથાળું વાંચી કોઇને પણ સહજ હસવું આવશે અને વિચાર પણ થશે કે આટલો વખત અને કાગળ આ બાબતમાં ન બગાડ્યો હોત તો દુનીયાંને ખાસ નુકશાન થવાનો સંભવ નહોતો. રડતાં બાળકને છાંનું રાખવા એકાદ પૈસાનું રમકડું લેવું અને લીધા પછી તેનો કાંઇજ વિચાર ન આવવો એ સ્વાભાવિક છે. પરંતુ શાંત રીતે અન્ય દ્રષ્ટીથી આ તરફ લક્ષ કરતાં આ વિષયમા મહાન અને ગંભીર વિચાર કરવાની આવશ્યકતા જણાયા વગર રહેશે નહીં આ ઠેકાણે રમકડાંના ગુણદોષ પરખવાના નથી, અર્થાતો નાનાં છોકરાં વાઘથી વધારે ખુશી થાય છે કે હાથી વડે, અથવાતો વાજું વગાડવાથી છાંના રહે છે કે પડઘમ ઠોકેથી, તેનો નીર્ણય આ સ્થળે કરવામાં આવનો નથી. પરંતુ આવાં રમકડાં બનાવી કેટલા લોકો પોતાનો ગુજારો કરી શકે છે, આવાં રમકડા વ્યાપારમાં કેટલે-દરજ્જે આગળ છે અને દેશની દોલતની વૃદ્ધિમાં આ રમકડા જેવી નજીવી વસ્તુ કોઇ અસર કરે છે કે શા રીતે, આ સર્વ બાબતો ઉપર કાંઇક વિચાર દર્શાવવાનો અને તે પરત્વે ફાયદા કારક સુધારા થઈ શકે એમ છે કે શી રીતે, તે ચર્ચવાનો અત્રે આશય છે.

**મીસીસ ફ્રેસેટ** પોતાના અર્થશાસ્ત્રમાં ઇંગ્લાંડ દેશની દોલત અને તેના વ્યાપારની ગૌરવના વર્ણવતાં લખેછે કે કદપિ કોઇ પણ કારણથી એમ ધારોકે ઈંગ્લાંડનો બધો વ્યાપાર, તેમાં બનતી બધી વસ્તુઓની કળા, એકદમ નષ્ટ થઈ જાય, પરતુ જો એકલાં રમકડાંનાંજ કારખાનાં સાબિત રહે તો, તે એકલાં આખા ઇંગ્લાંડનું પોષણ કરવાને પુરતાં છે. આ ઉપરથી આ રમકડાંની મહત્વતા સહજ સમજાશે. ત્યારે અત્રે પ્રથમ એ સવાલ ઉત્પન્ન થાય છે કે ત્યાં આગળ રમકડાનું આટલું બધું ઉત્પન્ન શી રીતે થાય છે અને તેની આટલી બધી ખપત શાથી છે. વળી આપણા દેશમાં આ વ્યાપારની સ્થિતી કેવી છે અને તેમાં સુધારો કેવી રીતે થઇ શકે એમ છે, અને આપણા દેશમાં તે ધન સમૃદ્ધિ વધારવામાં મદદ કરી શકે તેમ છે કે શી રીતે, આવા મહાન પ્રશ્નો ઉત્પન્ન થાય છે.

રમકડાં જેમ વધારે સસ્તાં અને સુશોભિત અથવા મનરંજન કરે એવાં હોય છે, તેમ તેની ખપત વધારે થાય છે ઇંગ્લાંડમાં, તેમજ ફ્રાન્સમાં આવાં રમકડાં બનાવવાના મોટાં કારખાનાં હોય છે. અને તેમાં જુદી જુદી તરેહના ઘણા સંચાઓ કામે લગાડવામાં આવે છે આ સંચાઓ ઘણી શોધ કરી સારૂં અને જલદી કામ કરે એવા બનાવવામાં આવેલા છે. અને તે સંચાઓ વરાળથી ચલાવવામાં આવે છે. આથી કરીને રમકડાં બનાવવાનો ખરચ ઘણોજ જુજ થાયછે અને રમકડાં પણ સારાં અને સરખી જાતનાં નીકળેછે.

વળી તેની સંખ્યા પણ ઘણી મોહોટી નીકળે છે. તેથી ઘણે કીફાયત ભાવે લાખો રમકડાં તેઓ પરદેશ મોકલી શકે છે.

હવે આપણા દેશમાં આવાં રમકડાં કેવાં બને છે અને તેમાં સુધારો કરવાનાં સાધન છે કે કેમ તે જોઇએ. આપણે ત્યાં સહજ બજારમાં નજર કરતાં માલમ પડી આવશે કે રમકડાં ઘણાં સસ્તાં વેચાય છે. તેના કારણ ઉપર વિચાર કરીએ તો તરત જણાશે કે રમકડાં બનાવવામાં માલ કેવળ વગર કીમતનો વાપરવામા આવે છે એમ કહીએ તો પણ ચાલે. અને મજુરી ઘણી સોંઘી છે. એટલે કે બિચારા ગરીબ લોકો, ધંધા વગરના અને અપંગ હાલતમાં હોય તેવા બેસી રહેલા લોકો આની પછવાડે મેહેનત કરી દહાડાનાં દસ પાંચ રમકડાં બનાવી પૈસા પેદા કરી પેટ ભરે છે. એટલે આ બાબતની મજુરી સોંઘીમાં સોંઘી છે એમ કહીયે તો ચાલે. એટલું સ્પષ્ટ દેખાઇ આવે છે કે કેવળ વગર કીમતના માલમાંથી લોકોને લેવાનું મન થાય તેવાં રમકડાં બનાવે છે, તેમાં તેઓ ઘણી અક્કલ અને કારીગરી વાપરે છે. દાખલા તરીકે એક પૈસાની નાની સરખી એની મેળે વાગતી નગારીવાળી, કોઇક વખત રસ્તામાં કાન ફોડી નાંખનારની ગાડી. એના માલનો આપણે પ્રથમ વિચાર કરીએ. બે નાનાં સરખાં માટીનાં પરડાં, કીંમત કાંઇ નહીં. વાંસની ચાર પાંચ શળીઓ, એક વેંત સુતરનો દોરડો અને એક પૈસાનાં સો વાળાં કોડીયાંમાંનું કોડીયું, અને ચાર આંગળનું તેના ઉપર મડેલું ચામડું. એટલે કે સામટી પાંચ પચીસ ગાડીઓ બનાવે ત્યારે દરેક ગાડીમાં એક પાઇનો માલ પણ ભાગ્યેજ જતો હશે. માત્ર અક્કલ ચલાવી પરડાં ચાલે તેમ એક પછી એક દાંડીયા દબાઇને નગારી ઉપર વાગતા જાય, તેટલા પૂરતીજ તેની કીંમત. તેવુંજ એક બીજું રમકડું જોઇશું તો પેલો એક પૈસાનો મીણનો હમેશ ડોકી હલાવતો કાચબો. અડધી પાઇના મીણ ઉપર અક્કલ ચલાવી, વજન ગોઠવી નાના છોકરાના મનને ખુશ કરી, જુજ જેવી એક પઇસાની કીમતે આપણા અહીંના કારીગરે એક જોવા જેવી વસ્તુ ઉત્પન્ન કરી છે. તેમજ ગુંછળુ વળી જતો અને ફુંકાયાથી લાંબો થઇ સીસોટી વગાડતો ચાર પૈસાનો સાપ. એ પણ સોંઘા માલનો અને સોંઘી મજુરીથી થયેલો અક્કલનો નમુનો છે. ત્યારે આ ઉપરથી હવે આપણે જોઇ શકીશું કે આપણામાં અને ત્યાંના દેશોમાં તફાવત શો છે. અને તેથી અત્રેના આ હુન્નરની વૃદ્ધિમાં તેની અસર કેવી રીતે થાય છે.

આટલું સ્પષ્ટ છે કે ત્યાંના રમકડામાં માલ મોંઘો વપરાય છે અને કીમત સોંઘી થવાનું કારણ સારા સંચા અને જથાબંધ નીકળતો માલ છે. હવે આપણે અહીં માલ સોંઘો, મજુરી સોંઘી અને માત્ર ગુજરાન ચાલવા પૂરતા અક્કલનાજ પૈસા. ત્યારે જોવાનું એટલુંજ કે જે ઠેકાણે યુરોપનાં રમકડાં ખપે છે, તે ઠેકાણે આપણે અહીંના બનેલાં રમકડાં શાવાસ્તે ના ખપે? વાંધો માત્ર એટલોજ આવે છે કે આપણા રમકડાંમાં વપરાયેલો માલ ઘણોજ સોંઘો હોવાથી, પેલા મોંઘા માલ ઉપર સંચાથી આવેલી ચળકી આગળ ટકી શકતો નથી. વાસ્તે જો આપણે જરાક મોંઘો માલ વાપરી શકીયે તો આપણી સોંઘી મજુરીથી અને અક્કલ વાપરવાથી ત્યાંના માલ કરતાં આપણે સારો માલ કહાડી શકીયે. અને આ હરીફાઇમાં આપણે વધારે ફાવી શકીયે તેમ છે. કારણ કે થોડો સારો માલ નાંખવાથી આપણી વસ્તુઓ તેમના કરતાં સારી દેખાઈ શકશે અને કીંમતમાં આપણે માત્ર જુજ વધારોજ કરવો પડશે. આપણી તદ્દન સસ્તી કીમતમાં આ વધારો જણાશે પણ નહીં અને એમને કીંમત ઓછી કરતાં વધારે મુશકેલી પડે તેમ છે. કારણ તેમને હાલ જે ઉત્પન્ન કરવાનું



ખરચ પડે છે તેનાથી પણ ઓછું કરવું પડે. તે એટલી બધી મેહેલાઇથી થઇ શકે તેમ નથી.

અત્યાર સુધીમાં આ બાબતમાં યુરોપીયન રમકડાં જોડે હરીફાઇમાં નથી આવ્યા તેનુ કારણુ એટલુંજ છે કે આપણે ત્યાં આવા રમકડાંનાં નીયમીત રીતે ચાલતાં કારખાંનાં નથી. આપણે ત્યાંતો માત્ર ગરીબ અને કોઇ પણ જાતની કેળવણી પામ્યા વગરના લોકો, પોતાના ગુજરાન વાસ્તે, પોતાને ઘેરજ પોતાની અક્કલ વાપરી રમકડાં બનાવે છે અને બે પૈસા કમાઇ ખાય છે. આને વાસ્તે મોટાં કારખાના થવાની જરૂર છે. આવા કારીગરોને એક ઠેકાણે ભેગા કરી, આ હુન્નરનું ખાસ જ્ઞાન તેમને આપી, જો રમકડાં બનાવાવમાં આવે તો આ એક મોટો ધધો થાય. આપણે ત્યાં સોંઘાં અને ટકાઉ અને ભપકાદાર રમકડાં બનાવવાને સાધનો ઘણાં છે. તેમજ જુદી જુદી હીકમતો વાળા કારીગરો પણ છે. તેમને એકજ ઠેકાણે ભેગા કરેથી પ્રથમતો એ ફાયદો થાય કે કેટલીક હીકમતો જે એક કારીગર જાણતો હોય તે પોતે પૈસાની તંગીને લીધે અથવા એવાજ બીજા કારણથી ન વાપરી શકતો હોય, તે વાપરવાની તેને આવા કારખાનામાં તક મળે. વળી કેટલાંક કેવળ મેહેનતનાં કામ સચાથી કરવામાં આવે અને એટજ ધંધાના ઘણા માણસો ભેગા થવાથી તેમાં સુધારો વધારો કરવાનો પણ તેમને સુઝે આપણા લોકો જે એક ધધામાં ફાયદો થતો દેખે છે, તેમાંજ એક પછી બીજો આખો મી ચીને પડે છે પરંતુ બીજા ધધા છે કે શી રીતે અને તેમાં ફાયદો વધારે છે કે ઓછો તે જોવા સુદ્ધાંત રહેતા નથી. મુબાઇમાં કાપડની અને સુતરની આટલી બધી મીલો છે અને આપણા અમદાવાદમાં પણ મીલોની કાંઇ ખોટ નથી, પણ કોઇને કઇ બીજી જાતની મીલ, જેવી કે દાખલ તરીકે કાગળની અથવા તો પોતાનાજ અમદાવાદીમાં કાગળનું મોટા પાયા ઉપર કારખાનુ કહાડવાનું, કોઇના વિચારમાં પણ આવતું હોય તેમ લાગતું નથી. આ રમકડાંનું કારખાનું જો કહાડવામા આવે તો ઘણા થોડા ખરચમાં થઇ શકે અને ફાયદો પણ ઘણો મળી શકે એમ અમે ધારીયે છીયે. કારખાનું તો બાજુ ઉપર રહ્યું પણ કેવળ રમકડાંનું પ્રદર્શન પણ કોઈ ઠેકાણે જોવામાં આવતું નથી. સખેડાનો ઉતારેલો માલ, તેમજ પાટણનાં માટીનાં વાસણો વીગેરે એવાં કાંઇ કાંઇ કામ બને છે પણ તેનો વેપાર ફેલાવવા કોઇ દિવસ કોઇના તરફથી પણ કાંઇ પ્રયત્ન થયેલો જોવામાં આવતો નથી. કોઈ કોઇ સગ્રહસ્થાનોમાં કોઇ કોઈ કારીગરીના નમુના વખતે જોવામાં આવે છે, પણ તેવા નમુનાઓની જથાબધ ખપત શી રીતે વધે અને તેનો મોટો વ્યાપાર શી રીતે થાય તે સબધી કાંઇ વિચાર થતો નથી.

આ રમકડાંના સબધે પારીસમાં એક વખતે ત્યાંના પોલીસના ઉપરી અમલદાર મો. હ્યુપાઇને રમકડાંનું એક પ્રદર્શન ભર્યું હતું તેને એમ માલમ પડયું હતુ કે નાતાલમાં ફ્રાન્સમાં બીજા દેશથી ઘણાં રમકડાં આવતાં હતાં. તેથી તે વખતમાં બીજા દેશથી રમકડાં ન આવે અને પોતાનાજ દેશમાં રમકડાં ઉત્પન્ન થઇ પુરાં પડે તે સબધી તજવીજ કરવા આ પ્રદર્શન તેણે ભર્યું હતું. ત્યાં આગળ દેશના ધધાની વૃદ્ધિ સારૂ એક પોલીસ અમલદારે આટલી તજવીજ કરી, અને આપણે ત્યાં આ બાબતની કોઇને પણ કાળજી પડતી નથી. નથી પડતી આપણા મોટા વ્યાપારી શેઠીયાઓને કાળજી, કે નથી પડતી આપણા દેશના હુન્નરની વૃદ્ધિ કરવાની કાળજી રાખવાનું કહેનારા આપણુ રાજ્ય કર્તાઓને કાળજી !

આવાં રમકડાં આખા હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે, જુદાં જુદાં બને છે. કેટલાક ઠેકાણે તે વ્યાપારની વસ્તુઓ ગણાય છે અને કેટલાક ઠેકાણે માત્ર મેળા વિગેરેમાંજ ખપે છે

કીયાં કીયાં શેહેરોમાં કઇ કઇ ચીજો સારી બને છે, વાગેરે કેટલીક આ સબંધની ઉપયોગી હકીકત મી. ટી. એન. મુખરજીની હીંદુસ્તાનના હુન્નર સબધીની તેમની ચોપડીમાંથી મળી શકશે. આ સબંધમાં પ્રયાસ કરી વધારે આહિતી મેળવી મોટા પાયા ઉપર કારખાનું કહાડેથી ઘણો ફાયદો થવાનો સંભવ છે. હાલમાં અત્રે ભરાનાર વ્યાપાર પ્રદર્શનમાંથી થોડી મેહેનતે આ બાબતમાં વધારે માહિતી મળવા સંભવ છે. અમદાવાદનો શેઠ આટલી બધી મીલોની જોડે એકાદ આવું કારખાનું કાઢે તો તેમાં સફળ ન થાય એમ અમે ધારતા નથી. આખરે કોઇ મોટી મીલને અંગે એક નાનું ખાતું કાહાડીને પણ અજમાવી જોવાથી ફાયદો સહેજ માલમ પડી આવશે.

---

## સમાલોચના.

### ચરિત્રમાળા (મોગલ સમય)

કર્તા—છત્રપતિ હરિપ્રસાદ ડાહ્યાભાઇ બી. એ.

આ પુસ્તકમાં હીંદુસ્તાનમાં મોગલ રાજ્ય કેવી રીતે થયું અને તે કેવી રીતે ગયું, તેમજ તે જેટલો વખત રહ્યું તેનો ટુંકામાં ઇતિહાસ આપેલો છે. તેમજ તે વખતમાં થયેલા મુખ્ય પુરૂષોનાં ટુંકા ચરિત્ર વર્ણવ્યાં છે.

પસ્તુત પુસ્તકમાં કર્તાના મનમાં થયેલી ભાંજગઢ અને તેથી ઉત્પન્ન થયેલી બે પ્રકારની ઇચ્છાઓની જુદે જુદે વખતે થયેલી અસર સ્પષ્ટ દેખાઇ આવે છે. શરૂઆતમાં આ પુસ્તક બાલ વિદ્યાર્થીઓને સરળ રીતે ઇતિહાસ શીખવામાં ઉપયોગી થઇ પડે એવો ઉદ્દેશ સ્પષ્ટ માલમ પડે છે. તેમાં કોઇ કોઇ ઠેકાણે આવતા રસમય વાક્યોથી, આ પુસ્તક ઉપર પ્રીતી ઉત્પન્ન કરવાનો યત્ન થયો હોય એમ દેખાય છે. આગળ વધતાં પુસ્તકનું નામ સાથે કરવા ઉપર વધારે લક્ષ અપાઇ, પ્રતાપના ચરિત્રમાં ઇતિહાસ ગૌણ પક્ષે મૂકાઇ, તેમાં ચરિત્રને મુખ્ય પદ મળેલું છે. આથી કરીને પુસ્તક સારૂં છતાં 'રોઝ બળદ નહીં ઉંટ' જેવી વિચિત્ર દશાને પ્રાપ્ત થયું છે. જેમ રોઝ બળદમાં પણ ન રહ્યું અને ઉંટ પણ થવા ન પામ્યું, તેમ આ પુસ્તક કેવળ ઇતિહાસમાં પણ નથી રહ્યું. અને થોડા પ્રમાણમાં વધારે ઇતિહાસ સમાવી દેઇ બાલકોને સગવડ કરી આપવાના હેતુથી, ચરિત્રમાળાની પૂરી ખુબીને પણ પહોંચી શક્યું નહીં.

પુસ્તકની ભાષા, કર્તા પ્રસ્તાવનામાં કહેછે તેમ, સરળ અને રસમય છે. માત્ર કાંઇક ઠેકાણેજ, "અકબર, દિકરા, ભાઇ, તથા ધણી તરીકે ઘણો સારો હતો (પૃ ૨૯), 'આ મયુરાસનની ભોય સોનાની છે અને તેમાં હીરા, માણેક તથા મોતી જડયાં છે.' (પૃ ૫૬) એવાં ભાષાંતર નહી પણ શબ્દાંતર થયેલાં વાક્યો આવી, સપાટ પાકી સડક ઉપર દોડતી કમાનદાર બગીના પરડા નીચે ક્વચિત આવી જતા પથ્થરથી આવતા આચકાનું ભાન કરાવે છે.

આ પુસ્તકમાં ઇતિહાસનો ભાગ ટુંકાણમાં જુદોજ આપી દઇ, ચરિત્રમાં વધારે લંબાણથી લખવામાં આવે તો પુસ્તક રમ્ય થવા સંભવ છે. તે સમયની જનસ્થિતીનો ચિતાર, વિવિધ પુરૂષોના સ્વભાવ દેખાડનારાં નાનાં નાનાં દૃષ્ટાંત, તે વખતના રીત રિવાજનો કાંઇક હેવાલ, વિગેરે બાબતો જો દાખલ કરવામાં આવે તો પુસ્તક જુદુંજ સ્વરૂપ પકડે. એવી પદ્ધતિએ રચાયેલાં પુસ્તકોની જરૂર પણ દેખાય છે.

પ્રસ્તુત પુસ્તક ઉપયોગી તેમજ આનંદદાયક છે. ગ્રેજ્યુએટોના વિશેષ ભાગની માફક પાઠશાળાઓના સંસ્કાર, પાઠશાળામાંજ ન રહેવા દેતાં, વ્યવહારમાં પડયા પછી પણ અવકાશ કાઢી સાહિત્ય પરત્વે પ્રવૃત્તિ રાખવા માટે, અમે કર્તાને ધન્યવાદ આપીએ છીએ

# संसार प्रतिबिम्ब.

સાક્ષર શિરોમણી શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી બી. એ. એલ. એલ. બી.

## ૭. સંગમ.

દુધ અને દહિંમાં પગ રખો,
જાગૃત સુપ્ત ઉભય જન ખરો;
દૂર સૂર્યથી અધજ શશી
પ્રભા સૌર તેમાં જઈ વસી ૪.
ચલવી સહુને ચાલે રવિ,
વૃથા કલ્પના કરતા કવિ;
લીધું તેજ દે આપી સદા,
ક્ષણ ભર ગ્રહ ધારે તે પ્રભા. ૫.
જીવનમાં જડતા થઈ જવે,
હોય તિમિર તેજથી સંભવે.
પ્રવાહ ઉત્પત્તિનો વહે,
તેની મધ્ય લય જીવતો રહે ૬.
સૃષ્ટિગંગ હરિનખથી વહી,
હર શિરપર અંતે જઈ ર્‌હડી !
હરિ રાખે, હર લેતા હરી,
હોય એક હરને વળી હરિ. ૭.
પરમાનંદની દીસતી નદી
વ્હેતી અદૃસ્ય સમુદ્રે ખરી;
હોય માટીની મધ્યે વહી,
તેથી માટીથી મેલી થઇ. ૮.
જડ પર્વતથી નીકળી નદી,
વેગ જોરવાળો ધરી ધસી,
સમુદ્રમાં લય પામી ગઇ,
લયનો અર્થ ન જાણુ મરી. ૯.
સમુદ્ર પણ ધરતી પર રહે,
ભરતી ઓટ ઘડી ઘડીયે ધરે,
એમાં લય પામે તે વહે,
લય મધ્યે પણ સસૃતિ રહે. ૧૦.
'લય-સંસૃતિ' બધાઇ ગાંઠ,
ઢીલી કંઇક, કંઇ તંગ ગુંચાય,
સુત્ર જુદાં કંઇ એનાં પડયાં,
પણ અંતે દેખાતાં મળ્યાં. ૧૧.

---

## સ્ત્રીઓ માટે ખાસ.

"કેમ બ્હેન સુંદર, આજ કાંઇ આટલી બધી વેહેલી સવારના પોહોરમાં ફરવા નીકળી છે" ઉન્હાળાના દીવસમાં ટાઢે પહોરે ઓટલે બેસી, તરતજ ઉંઘમાંથી ઉઠી બગાસાં ખાતે ખાતે, પવનની લ્હેરમાં ધીમે ધીમે દાતણ કરતી, પોળમાં આવતાં જતાં ઓળખીતાં જોડે વાતો કરતી, એક પંદર સોળ વરસની યુવાન બાળાએ પોતાનાથી બે ત્રણ વરસે ન્હાની પોતાની બેનપણીને જતાં જોઇ તેને ઉપલો સવાલ પૂછયો.

"કામેસ્તો. કંઇ ત્હારી પેઠે બૂટ મોજાં પેહેરીને હવા ખાવા તો નીકળ્યાં નથી ?" સુંદરે હસીને જવાબ દીધો.

"શું ફરવા નીકળવું ખોટું છે ? તું પણ આ સવારની ફરવાજ નીકળી છે તો, સવારમાં ફર્યા હર્યાથી બહુ ફાયદો થાય છે." વિલાસે જવાબ દીધો.

"હમે તો એ ક્યારનાંએ સમજીએ છીએ કે વેહેલાં ઉઠીયે અને સવારના પોહોરમાં ઉતાવળથી ફરીયે તો એ કામ વધારે થઇ જાય જોને બગાસાં તો હજી ત્હને આવે છે" થોડી વાર ઉભી રહેલી સુંદરે ચાલવા માંડયું.

"આવ જરા બેસતો ખરી. જરા વાત કરીએ, ઉભીને ઉભી શું ચાલી જાય છે." એમ કહી ઓટલે બેસવા સુંદરને બતાવ્યું.

"ત્હારે શેં નહીં ? મારે તો કામ છે." કહી સુંદર ચાલી ગઇ.

થોડીકજ વારમાં સુંદર પાછી આવી અને એને જતાં જોઇ ફરી વિલાસે બોલાવી.

"અલિ ! આમ આવ, આમ આવ. આજ મોટું કામ કે ત્હારૂં, બે મીનીટતો થઇ નથી પૂરી ! શી હુંડીયો શીકારવાની હતી, આવ જરાતો બેસ ઓટલે."

સુંદર તેની પાસે જઈ ઓટલે બેઠી અને કહ્યું કે "આજ તો મંગુની વરસગાંઠ છે, તેથી રમણલાલને જમવાનું કહેવા ગઇ હતી" "અલિ ત્યારે મને જમવાનું નહીં કહે કે ? વારૂં કાંઇ નવાજુની તો કહે. તું તો કાંઇ બોલતીજ નથી ને." વિલાસ તેની સામી ફરી પુછવા લાગી.

"વખત આવશે ત્યારે તનેએ જમાડીશું. નવા જુની તો ફરતી હરતી તું એટલે તું કહે તે ખરી." સુંદરે ઉઠવા માંડયું.

"જો તું બહુ બોલ બોલ કરે છે તે મ્હોરાએ લાગ આવશે. તે વખતે તને પજવી નાંખીશ. તું કહે છે ત્યારે લે તને એક નવા જુની કહું. કાનમાં કહેવાની છે. તારૂં સાસરૂં તારે મનગમતું નક્કી થયું કે નહીં." કહી વિલાસ હસી પડી.

"ચાલ ચાલ, જો મ્હોટી વાત લાવીછે." સુંદરને મનમાંથી તો વાત ગમી, પણ ઉપરથી ગુસ્સો બતાવવો પડયો.

"વળી તારા ઘરમાં હમણાં વિચારજ એ ચાલે છે અને ચાલ ચાલ કેવું ! ખરૂં કહિયે તેમાં ખાર શાનો ?" વિલાસે હસતે હસતે જવાબ દીધો.

"તું ત્હારી મેળે મોતીના ચોક પુર બેઠે બેઠે. મારે તો જવું છે." કહી સુદર ઉભી થઇ.

"હવે બેસતો ખરી." કહી વિલાસે હાથ ખેંચી પાછી બેસાડી.

"ના. મ્હારે એવી નકામી વાતો નથી કરવી" સુંદરે મ્હોડું ઢાવકું રાખી કહ્યું.

"હવે જાણ્યું એતો તારૂં ડહાપણ. બીજાની મશ્કરી કરતાં સારૂં લાગે છે કે ? કોઇ મારા જેવી નણંદ મળશે કની, તો તારી બધી ખોડજ ભૂલાવી દેશે." વિલાસે મશ્કરી ચાલુ રાખી.

"તારા જેવી મળશે ત્યારે જોઇ લઇશ." સુંદરે ટુંકું કર્યું.

"વારૂં ત્યારે, ત્હારે, મારી ભાભી થવું છે. ચાલ ગોઠવી આપું બધું. ભાઇને વળી કહીશું બે વાનાં તારે સારૂં. બોલ, શી મરજી છે ?"

વિલાસ સુંદરનો હાથ પકડી રાખી તેના સામું જોઇ રહી.

"જા જા. હવે" કહી, હાથ તરછોડી સુંદર જતી રહી.

સુંદર ગુસ્સો કરી જતી રહી, પણ વિલાસ સમજી ગઈ કે આ વાત તેને છેક નથી ગમી એવું નથી. સુંદરે આ વાત પ્રથમજ સાંભળી. તેના ઘરમાં એના વિવાહ સંબધી વાત ચાલતી હતી, પરંતુ વિલાસના બાપનું ઘર સુધારાખાતે ગણાતું હતું, એટલે સુંદરને ત્યાં એની ગણત્રી થતી નહોતી. સુધારાના વિરૂદ્ધ પક્ષીઓ જેવી રીતે સુધારાવાળાને કોઇ પણ જુની રૂઢી અથવા રીતરીવાજથી વિરૂદ્ધ ચાલનારા ગણે છે તેવીજ રીતે સુંદરના બાપનો પણ વિલાસના બાપના ઘર વાસ્તે વિચાર હતો વાસ્તવિકરીતે વિલાસના બાપના ઘરનો શીરસ્તો એવો નહોતો કે જુનુ એટલું ખોટું અને તેની વિરૂદ્ધજ ચાલવું. પરંતુ ન્યાતમાં તેમની એવી રીતની છાપ પડી ગયેલી હતી તેમાં વિલાસના છૂટા બોલથી ઉમેરો થતો હતો. હાલમાં વિલાસનો ભાઇ રતિલાલ પુખ્ત ઉમરનો થઇ કોલેજમાં સારો અભ્યાસ કરતો હતો તેના રીત રીવાજથી અને લોકો જોડેના સમાગમમાં દેખાતા તેના સ્વભાવથી આ વિચાર કેટલેક ફર્યો હતો તેમની સ્થીતિ સાધારણ હતી એટલે રતિલાલના વિહવાની વાત ઝાઝી થઈ નહોતી. એક બે વખત તેને વાસ્તે માગું થએલું. પણ રતિલાલની ઉમ્મર નાની છે એમ કહી તેના બાપે તેની ના પાડી હતી

સુંદરે રતિલાલને ઘણીવાર આવતો જતો જોયો હતો. પરતુ વિલાસે સુઝાડેલો વિચાર કોઇ દહાડો તેના મનમાં આવ્યો નહતો. સુંદરે વિલાસે કહેલી વાત તો મશકરીજ માની, પણ તે ઉપરથી તેને કેટલાક વિચાર આવ્યા. ધારીને તેણે રતિલાલનો કોઇ દિવસ વિચાર નહી કરેલો, તે વિચાર આજ થયો. તેના મનમાં તેના ગુણ દોષનો વિચાર થયો અને તે વિચાર રતિલાલના પક્ષમાંજ ઉતર્યો. અનાયાસે તેણે તે દીવસે રતિલાલને પોતાના ઘર આગળથી જતાં જોયો. તેને જોવામાં કોઇ દિવસ ખાસ ધ્યાન નહીં આપેલું, તે આજ અપાયું. તેનો શાંત, તેજસ્વી, અને ગૌર વર્ણનો ચેહેરો જોઇ તેના તરફના સુવિચારમાં વધારો થયો. આવા વિચાર કરતાં સુંદર મનમાં અચકાઇ. આ સંબધી કોઇ વાતચિત કરતું નથી અને કોઇ કરે તો પોતાના માબાપને તે પસંદ પડશે કે નહી તેની ખાત્રી નહોતી એમ વિચાર આવ્યો. આથી આ વિચાર આટલેથીજ બંધ પાડવા વિચાર કર્યો, તેમ કરવા યત્ન કર્યો, પણ તે કામ સેહેલું લાગ્યું નહીં.

વિલાસે પણ પ્રથમ તો મશકરીજ કરી હતી. પછવાડેથી કાંઇક સુંદરના તે વખતના મ્હો ઉપરથી અને કાંઇક સહીપણી ઉપરના ઉમળકાથી, તેને આ સંબંધ વિશે વધારે વિચાર આવ્યો. ખરેખરો એવો સંબંધ થાય તો કાંઇ હરકત નથી, એ વાત સારી પણ ખરી, એવા કાંઇક વિચાર આવ્યા. એ બાબતમાં કાંઇક પ્રયત્ન કરવા વિચાર પણ થયો. આ વાતને બે ત્રણ દીવસ નીકળી ગયા, ત્યારે એક વખત સુંદરને વિલાસે આવતી દીઠી અને બોલાવી "સુંદર આવ. આવતો ખરી. જો વળી આવતી નથી કે! દોડીને પકડી લઇશ." સુંદર પાસે આવી.

"આવતો ખરી. એમ શું નાસતી ફરે છે." ધીરે રહીને "મારા ઘરમાં ચોરી તો નથી બંધાવી મૂકી કે લાગતી તને બેસાડી દઇશ" એ પણ ઉમેર્યું.

"જો વિલાસ, સીધી વાત કરવી હોય તો કર. અમસ્તી એની એ વાત શી?" સુંદરે જવાબ દીધો. જવાબ ગંભીરતાથી નીકળ્યો.

"લે વારૂં સીધી વાત કરીએ. પણ તને મ્હારી ભાભી થવું ગમે કે નહીં, તે તો કહે"

વિલાસે હસીને પુછ્યું, અને દોડી ન જાય વાસ્તે હાથ પકડી રાખ્યો.

"તું એ શું એવું એ બોલ બોલ કરે છે, એમાં ત્હારૂં ને મ્હારૂં કામ નહીં તેની વાત શી કરવી ? મ્હોટાંનાં મનમાં જે આવશે તે કરશે." સુંદરના મ્હો ઉપર શેરડો પડયો. વિલાસે તે દીઠો અને પુછ્યું, "પણ તને ગમે છે કે નહીં, એ કહેતે. નાસે છે શાની." સુંદરે જવાબ ના દીધો પણ એના મ્હો ઉપરથી જવાબ સમજાયો અને વિલાસ હસી.

વિલાસે તે વાત પડતી મુકી અને કેટલીક વાતો કરી સુંદર ચાલી ગઇ. વિલાસે આ વાત ઉપાડી લીધી અને ઘરમાં મા બાપની પણ હા લીધી. ભાઇને પણ વાત કહી અને તેની પણ બે ઘડી મશ્કરી કરી હા ના પૂછી લીધી. રતિલાલના બાપના મનમાં વાત ઉતરી અને એક પરસ્પર ઓળખીતા સગા જોડે સુંદરના બાપ જોડે વાત કરી. બન્ને પક્ષ વચ્ચે કેટલીક વાતચિત થઇ વાત નક્કી થઇ. થોડા વખતમાં લગ્ન થયાં. સુંદર સાસરે આવી, સાસુ સસરાને પગે લાગી એકલી પડતાં વિલાસ નણંદે કાનમાં કહ્યું "ભાભી, હવે તો તોલમાં આવ્યાં હવે તો પજવી નાંખીશ." સુંદરે પણ તેવીજ રીતે કાનમાં કહ્યું. "પણ મારી પદવીતો તમારાથી મોટી. તમે તો ગમે તેટલું તોય નાનાં બેન. નાનાં છોકરાં વગર સમજ્યે તોફાન કરે તો વારવાં પડે. અને ન માને તો ખીજવું પણ પડે." એમ કહી વિલાસનો હાથ દાબ્યો. વિલાસ હસતી હસતી બોલી "જો મારી વાલી પાકી!"

નીર્મળા.

---

## નવલકથા.

( અનુસંધાન પૃષ્ટ ૭૮ થી )

થોડીવારમાં તે વૃદ્ધપુરૂષ સરોવરના કીનારા ઉપર આવી પહોંચ્યો અને તે યુવાન પુરૂષ તેની વાટ જોઇ ઉભો હતો તે બંને જણાએ સાથે વાતો કરતાં ઝુંપડી તરફ ધીમે ધીમે ચાલવા માંડયું. ઝુંપડીએ પહોંચ્યા પછી તરત તે યુવાન પુરૂષે ઘોડા ઉપર સામાન નાંખવા માંડયો. તેનો એમ કરવાનો ભાવાર્થ તે વૃદ્ધ પુરૂષ તરત સમજી ગયો અને ભોજન લીધા શીવાય કાંઈ જવાય નહીં એમ એકદમ કહ્યું. જવા વાસ્તે તેણે જરા રકઝક કરી પણ છેવટે તેની સ્ત્રીએ ખૂબ આગ્રહ કર્યો અને તેમની પુત્રીએ પણ પોતાના માત પિતાના જેવોજ વિચાર દર્શાવ્યો. ત્યારે પોતાના ઉપર ભયાનક રાત્રિમાં ઉપકાર કરેલા કુટુંબના આવાં વિવેક ભરેલાં વચન ઉત્થાપીને જવું તેને યોગ્ય લાગ્યું નહીં અને તેને નાખુશ કરવા કરતાં મધ્યાન્હ સમયે નીકળી માથે તડકો લેવાનું તેને વધારે સારૂં લાગ્યું. ભોજન પહેલાં જે અંતરકાળ મળ્યો તે બંને જણાએ એક એકની હકીકત જાણવામાં કાઢયો. પોતાના ઉપર આવા સદ્ભાવથી વર્તનાર તથા આવા માયાળુ સ્વભાવના પુરૂષનું નામ ઠામ, તથા તેનું જંગલમાં કેમ રહેવું થયું તે વગેરે બાબતોના અનેક પ્રશ્નો પુછ્યા. જેમાંના ઘણાના જવાબ તો તે વૃદ્ધ પુરૂષે ઉડાવ્યા પણ અંતે તે પૂર્વાવસ્થામાં કોઇ ઉચ્ચ પદ્વીએ હતો અને ફક્ત કાળચક્રના પરિભ્રમણે અને કપટ અને શાઠયના પ્રાબલ્યને લીધે તે આ અવસ્થાએ પહોંચ્યો હતો અને આ રહેણી રાખવી પડી હતી. જંગલમાં રહેતાં, તેને આશરે વીસ બાવીશ વરસ થઇ ગયાં હતાં અને જંગલમાં આવ્યા પછી પોતાની પત્નીને પુત્રી સાંપડી હતી, એમ કહ્યું. તે ચાર પાંચ વર્ષની થયા પછી, આકસ્મિકરીતે ગુમ થઈ ગઇ હતી. પણ પછી થોડાજ દીવસમાં ઈશ્વરની કૃપા થકી અને તેમના દુઃખોમાં આનંદ પામી વિરામ આપવા સરોવરમાંથી એક તરતી ટોપલીમાંથી જેને હાલ તે પુત્રી તરીકે પાળતા તે મળી આવી હતી. આવી અનેક વાતો તેણે

કરી તે પુત્રી પોતાના ખરાં માબાપ તે છે તેમ સમજતી અને હજુલગી ખરી વાતથી તે અણજાણ હતી. આ વાત સાંભળતાં તે યુવાન પુરૂષને ઘણો અચંબો થયો અને ખચિત તેના વૃતાંતમાં કાંઇ ઉંડો ભેદ હોવો જોઇએ એમ ધાર્યું. જેમ જેમ તે વાત લંબાવતો ગયો તેમ તેમ તેને વધારે રસ પડતો ગયો અને એકાગ્રચિત્તે તેણે સાંભળ્યા કર્યું. વાતનો છેવટે અંત આવ્યો અને ભોજન તૈયાર થતાં સૌ જમવા બેઠા. ઘણે કાળે ઘેર અતિથિ આવેલો એટલે તેનું આતિથ્ય કરવામાં મા અને દીકરી રોકાયલાં હતાં અને સ્વભાવિક રીતે બન્નેને હરખ થયો હતો. ભોજન લેતી વખતે તે યુવાન પુરૂષ અને તે પુત્રીની સામસામી બેઠક હતી તેઓ એક એકની સાથે વાતચિત તો કરતાં નહીં પણ પોતાના મનમાં થતા અનનુભવેલા અનેક ભાવોનું સ્પષ્ટીકરણ ફક્ત અણજાણપણામાં આંખોના હીલચાલથી કરતાં. નજરે નજર જ્યારે મળતી ત્યારે ક્ષણએક સ્થીર રહેતી અને પાછી ફરતી. આખો વખત એમ ચાલ્યાં કર્યું અને ભોજન પુરૂં થયું. ભોજન લઇ ઉઠી પોતાનો પોશાક સજ્યો અને ઝુંપડીની બહાર ઘોડા પાસે જઈ સ્વાર થયો, પણ તેટલામાં કાંઇ સાંભરી આવ્યું હોય અગર કાંઇ ભુલી ગયો હોય તેમ એકદમ પાછો ઉતર્યો. પોતાના ઉપર આવી રીતે કરેલા ઉપકારનો કાંઇક બદલો વાળવો જોઇએ એમ યોગ્ય ધાર્યું અને બીજું કાંઇ ન કરતાં પોતાની આંગળીએથી વીંટી કાહાડી અને તે પુત્રીના હાથમાં આપી, તે લેવા સૌએ ઘણી આનાકાની, કરી પણ છેવટે પોતાની એક એંધાણી તરીકે રાખવાનું કહ્યું, ત્યારે તે રાખી., જતાં જતાં તે વીંટી પાસેના યુદ્ધપુર નગરના રાજાની છે અને પોતે યુદ્ધમાં બહાદુરી કરી બતાવવા વારતે તેણે તેને આપી હતી, અને વચન આપ્યું હતું કે એ વીંટી લાવનારને ભવિષ્યમાં કાંઇ સંકટ આવી પડે તો એ વીંટી બતાવવાથી તે નિવારણ કરશે એટલું કહી પાછો ઘોડેસ્વાર થઇ છેલ્લા રામ રામ કરી ચાલવા માંડયું અને તે ત્રણે જણ જ્યાં લગણ ઘોડો દેખાયા કર્યો ત્યાં લગણ હાથ ઉંચા કરતાં ઝુપડી બહાર ઉભાં રહ્યાં. અને અંતે આવા ભલા તથા સદ્ગુણી સુશીલ નરનું ઇશ્વર સારૂં કરે તથા સહી સલામત ઘેર પહોચાડે એમ પ્રાર્થના કરતાં સૌ ઝુંપડીમાં પાછા પેઠાં.

## પ્રકરણ ૨ જું.

પૂર્વેના સમયમાં મધ્ય હીંદુસ્થાનમાં યુદ્ધપુર નામે અતિ વિશાળ અને પ્રખ્યાત નગરી હતી સૈકાંના સૈકાં લગી તે શહેરની રાજ્યગાદી રજપુતોના કુળમાં ચાલી આવતી હતી. અને રાજાઓની સમૃદ્ધિ સાથે તે નગરની સમૃદ્ધિમાં તથા શોભામાં વધારો થયો હતો. તે નગરની આસપાસ ફરતો પાકો પથ્થરનો કોટ હતો. કોટની આસપાસ ખાઇ હતી અને અંદરના ભાગમાં કાચી ઇંટોનો નહાનો બીજો કોટ બાંધેલો હતો. શહેરને ચાર દરવાજા હતા અને કોટ ઉપર ફરતા નાના નાના બુરજ હતા. કોટ ઉપર લશ્કરની ટુકડીઓ રહેતી અને આ બુરજ ઉપર તોપો વગેરે ગોઠવેલું હતું. શહેરના મધ્ય ભાગમાં મોટો વિશાળ ચોક હતો ને વચમાં એક ઉચો મીનારો હતો. તે ઉપરથી આસપાસના પંદર વીસ ગાઉ ફરતો પ્રદેશ દેખાતો. આ મીનારો ફક્ત લશ્કરી ઉપયોગમાંજ આવતો અને દારૂ ગોળા અને તોપોથી તે ભરપુર હતો. શહેરના પશ્ચિમભાગમાં મોટી હયશાળા હતી અને તેમાં પંદર વીસ હજાર ઘોડા તથા ઘોડેસ્વારનું રહેઠાણ હતું. બીજા ભાગમાં પાયદળને રહેવાનો ભાગ હતો અને પાસે હાથીખાનું, નોબતખાનું, તોપખાનું, વગેરે સ્થાનો આવી રહેલાં હતાં. નગરમાં વિદ્વાન નીતિમાન શાસ્ત્રી, ધર્મવાળા, ત્યાગી તથા યુદ્ધમાં શુરા એવા અનેક પુરૂષો વસતા. પૂર્વ ભાગમાં એક મોટો બગીચો હતો.

આણી બંદરજીને ન ગમવાથી તે દડો દેખાતાં જ તે શાંત થઇ જતો. એક દીવસે પ્રોફેસરે તે વાંદરાને ખુશ કરવા તેના દેખતાં એક નાનાં વાંદરા ઉપર પાણી છાંટયું. નાના વાંદરાનો ગભરાટ જોવાની મોટા વાંદરાને ગમ્મત પડી. તેથી પ્રોફેસરની ખુશામત કરવાના ચાળા કરી પોતાને હાથે પાણી છાંટતાં શીખ્યો. અને જ્યારે દડો હાથમાં આવે ત્યારે બિચારા નાના વાંદરા ઉપર પાણી છાંટી તેની ગમ્મત જોયા વગર આ બંદરજી જંપતા નહોતા.

* * *

લાકડાંના વ્હેરમાં એકાદ દેવતાનો અંગારો નાંખી મૂકી ચલમ ભરવાને વાસ્તે હમેશ દેવતા તૈયાર રાખતાં વ્હેરણીયાને દરેક જણે દેખ્યાજ હશે. આ વ્હેર કેવળ નાંખીજ દેવાનો એટલે તેને આવી રીતે બાળી દેતાં કોઈ ખાંળતુ નથી એ પણ ખુલ્લું છે. પરંતુ જરમનીમાં આનો પણ ખપ નીકળ્યો છે અને તેનું પણ ત્યાં કારખાનું થયું છે. આ વ્હેરને સુકવી પાણીના જોરથી (હાઇડ્રોલીક પ્રેશર) પુષ્કળ દાબતાં કાંઇપણ પદાર્થ તેમાં નાંખ્યા વગર તે સજ્જડ બાઝી જાય છે, અને સાધારણ લાકડાં કરતાં પણ કઠણ થાય છે. આનાં ચચ્છેર ચચ્છેરના નાની ઇંટો જેવાં ચોસલાં કરવામાં આવે છે. અને તેમાં ચીકાશનો ભાગ નહી હોવાથી વગર ધુમાડે બહુ સારી રીતે બળેછે. તેથી હાલ જર્મનીમાં તો આ વસ્તુ જે મફત મળતી તેની અછત થઇ ગઇ છે આ વસ્તુંની અજમાયશ તો વગર પઇસે થઇ શકે તેમ છે. વખત ન ખોવો તે આવી બાબતમાં મુખ્ય સિદ્ધાંત છે. જુવો તો ખરા શું થાય છે ?

# Prize Coupon.

હાલ થોડો વખત અમારા બે અં· જવાથી ટુંકે ટુંકે અંતરે નીકળવા સં· તેથી હાલ તરત ઇનામની યોજના બં· વામાં આવી છે. ગયા મહિનાના અંકન રાતી ભાગના ઇનામ વાસ્તે એક ગ્ર· લગભગ આઠસેં શબ્દ આવેલા છે. · ગ્રહસ્થે ઉતાવળમાં પોતાનો પત્તો લખ્યે એટલે એ ઇનામ અમે કોઇને આપ નથી. છેલ્લી ઇનામ નીચે લખેલા મળે છે:—

(1) Mr. A. B. Sagada.

---

આભાર સાથે સ્વીકાર:—નીચેનાં તેમના કર્તા તરફથી અમને મળ્યાં છે ભાર સાથે સ્વીકારીએ છીએ. અભિપ્રા અનુસાર આપીશું.

૧ ચરિત્રમાળા (મોગલ સમય રા. રા. છત્રપતિ હરીપ્રસાદ · બી. એ. તરફથી.

૨ 'ભૂતનું' અસ્તિત્વ છે કે નહી ? નારાયણરાવ બાબાજી બિહાલ સીસ્ટન્ટ માસ્તર વર્નાક્યુલર સ્કુલ

૩ दिनफेरबतसी—કર્તા कन्हैय स्तर–बनारस.

૪. हास्य पद्म रत्न. ,, ,,

૫. सनातन धर्म पताका मासि वर्ष ७ संख्या ९ रामस्वरुप शर्मा–मुरादाबाद.

૬ કૌમુદી–માધવ–ખણ્ડકાવ્ય–ર· હરિલાલ હર્ષદરાય ધ્રુવ વિરચિ· સુહૃદ્ મણ્ડલ તરફથી.

૭ સુમનદેવી–અનુવાદક રા. રા (સુહૃદ્–મણ્ડલ) તરફથી.